# ઋતુવર્ણન.



બનાવનાર,


શુકલ નથુરામ સુંદરજી.

વાંકાનેર નીવાસી.





અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટિંગ અને

જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.



સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

કીંમત રૂ૦-૧૦-૦ આના.

# "અર્પણપત્રીકા."

નેકનામદાર રાણાશ્રી સુરજમલજી

લાખાભાઈ અંકેવાળીઆ.

ઉપજાતિ છંદ.

કૃપાલ છો કર્મ સુકર્મ કાર,
નૃપાલ છો મર્મ વિચારનાર;
દયાલ છો ઉર તણા ઉદાર,
મયાલ છો માન વિદારનાર.
અધીર છો ખૂબ સ્વદેશ કામે,
સધીર છો અન્ય વિચાર ઠામે;
અમીર છો વીર મહાન માને,
સમીર છો વ્હેમ વિખેરવાને.
રસજ્ઞ છો કાવ્ય તણે વિચાર,
ગુણજ્ઞ છો સંગીતના અપાર;
અલજ્ઞ છો દુષ્ટ વિચાર માંહી,
અભીજ્ઞ છો શુદ્ધ વિચાર જ્યાંહી.
પ્રિતી તણું ચીત્ર પ્રકાશવાને,
સમર્પુછું પુસ્તક શુદ્ધ ભાવે;
મહા મુદેથી મકવાણ રૂપ,
સ્વિકારશો સૂરજમલ્લ ભૂપ.

નથુરામ સુંદરજી શુકલ.

વાંકાનેર.

# પ્રસ્તાવના.

એક દીવસ હું વ્રજભાષાનો ગ્રંથ હજારો જે "હફી જુલાહ" ખાંનો બનાવેલો છે. તે વાંચતો હતો તેમાં ઘણા કવિયોની સરસ અને શબ્દ અર્થથી ચીત્રિત કવિતા અતીકર્ણ પ્રીય વાંચતાં મારા અંતઃકરણને એવો ઉભરો આવ્યો કે આ વ્રજભાષામાં જેવા ઉત્તમ પ્રકારના ઋતુવર્ણનો છે તેવાં આપણી ગુજરાતી ભાષામાં થાય તો ઘણું સારૂં કારણ કે હાલના વખતમાં વિદ્યા વધારો થયોછે અને સાલંકાર વાણીનો આદર થવા લાગ્યોછે તેમજ સાહીત્યયું અનુભીજ્ઞ પણું ત્યાગ કરી લોકો રસાનુરાગી થયાં છે.

આવા વખતમાં જો હું કદી મારી મતી પ્રમાણે સરલ અને વિપ્રલંભ શૃંગારરસ પ્રાધાન્ય ઋતુવર્ણન નામનું એક પુસ્તક બનાવું તો મને અને હાલના રસજ્ઞ વિદ્વાનોને આનંદદાયક થઈ પડે.

આ પુસ્તક બનાવવા વિશે મારા મીત્ર વર્ગ તરફથી એકાદ વખત સુચના તો થઇજ હતી અને આ ઉભરારૂપી હેતુ મળવાથી સમાધ્યાલંકાર દ્વારાએ સદરહુ પુસ્તકરૂપી કાર્ય સીધીનો વખત ઝટ આવી ગયો.

આ ગ્રંથની મુખ્ય નાયકા મેં સ્વકીયા, પ્રૌઢા, પ્રોષીત, પતીકા રાખીછે અને એ ગ્રંથ નાયકાના મુખથી ગૌણ રીતે મુગ્ધા, મધ્ય પ્રગલભા આદીના સુરતાંત સુરત તેમજ વાસકસજ્યા અભીસારીકા ગણીકા આદીના ભેદો કહેવરાવ્યા છે.

અલંકારો અથવા રસના ભેદો જેટલા મારા જોવામાં એખમા આવ્યાછે તેટલા પ્રસંગાનુસાર ટાંક્યાછે પણ જેમાં ઘણા અલંકારોની કે રસના ભેદોની સંસૃષ્ટી થયછે તેવા બતાવ્યા નથી તે વિદ્વાન વર્ગ આપથીજ વિચારી લેશે.

જો કદી અલંકારોમાં કે નાયકાના ભેદો બતાવવામાં મારાથી ભૂલ થઈ હોય તો આશા રાખુંછું કે વિદ્વાનવર્ગ ક્ષમા કરશે.

આ પુસ્તકમાં કાંઇક કાઠીણ્યતા ભરેલી ભાષા વપરાઇછે એવી મારા કેટલાક મિત્રો તરફથી સુચના મળીછે પરંતુ નીરૂપાયછું કે શૃંગારરસ પ્રાધાન્ય કાવ્ય સાવ ખુલ્લી કરવાથી રસહાની થાયછે તેમ શોભા પણ આપતી નથી આમ ધારી જે કંઇ થયું તે સજ્જનો આગળ મુકી માફી માગુંછું.

આ પુસ્તકમાં મારાથી ઉક્તી વિષય દોષ થયો હોય અને તેની વિદ્વાનવર્ગ ટીકા કરી બતાવશે તો હું તેમનો પુર્ણ આભાર માનીને બીજી આવૃતિમાં મારી ભૂલ સુધારવામાં ચુકીશ નહી.

આ મારા પ્રથમ પ્રયાસમાં પૈસા સંબંધી જે જે મદદ મારે જોઇતી હતી તે તે મદદ રા. રાજેશ્રી દ્વારકાંદાસ નંદલાલભાઈ ન્યાયાધીશ સાહેબ તથા રા. રાજેશ્રી ગોકળભાઈ બાપુજી વહિવટદાર સાહેબ તરફથી મને મળીછે અને હજીપણ તેઓ મને પોતાના આપ્તવર્ગમાં ગણી મારી સારી સ્થીતિ જોવાને ઉત્કંઠિતછે વાસ્તે તેઓ સાહેબો નો હું પુર્ણ આભાર માનુંછું. અને એમનો ઇશ્વર જય કરો એવો આશીર્વાદ આપુંછું.

કર્તા.



## વંશસ્થ છંદ.

ડરૂં નહી સભ્ય જનોથિ હું કદા,
છળી મરૂંછું ખળ વૃંદથી સદા;
વિવાદમાં અગ્રણિ જેહ થાય છે.
અજાણને જાણ સમા જણાય છે. ૧
વિલોકિ વાણી ગુણ દોષની ભરી,
તજી ગુણો કેવળ દોષ લે ગ્રહી;
પિપીલકા કંચન મંદિરે જતી,
તપાસતી છીદ્ર ન શ્રી વિલોકતી. ૨
કરી જુએ ના કદિ કૃત્ય હાથથી,
સહે ન તેનો શ્રમ મર્મ સાથથી;
ભણે વૃથા આપક કાવ્ય ભેદના,
વિંધ્યા કહે જેમ પ્રસૂતિ વેદના. ૩
અશક્તતા આપ તણી ન ખોલતા,
સુકાવ્યને ક્લીષ્ટ ગણી ન બોલતા;
કૃશસ્તની સ્ત્રી જ્યમ ચોળિ પેરતાં,
વખોડતી કંચુકિકારને અતી. ૪
વિલોકિ એવી ખળરાજની ગતી,
લઘૂ પ્રયત્ને પણ બીહુંછું અતી;
કૃપા ન જાચું નહિ દ્વેષ માગુ હું,
નમી નમી દૂર થકીજ ભાગુ હું, ૫

—⁂—

# વરષા વર્ણન.

**શાર્દુલ વિક્રીડિત છંદ. "પ્રોષિત પતિકા"**

આવ્યો માસ અષાડ વાટ નિરખી, થાકી રહી હું હવે:
નાવ્યા પ્રાણપતી ગઈ અવધ તો, માયા મને મુઝવે;
માળા નામ તણી ધરી કર વિષે, સંભારૂં ઝીણે રવે[1]:
જોઈ મેઘનિ વૃષ્ટિ સૃષ્ટિ ઉપરે, આંખેથિ આંસુ શ્રવે[2]. ૧

**ઉપજાતિ છંદ. "સમરૂપક"**

અંબૂદ[3] કૂંભી[4] ધ્વનિનાં[5] નિશાન[6],
વીદ્યુત[7]ની તુંગ[8] ધ્વજા મહાન;
સાથે બકા સ્વાર સુ શૌર્યવાન,
વર્ષા કરે જો સર સર્વ સ્થાન. ૨

**શૃગધરા છંદ. "માલોપમા"**

ક્યાંઈ અત્યંત લીલાં, જલજ[9] દળ[10] તણી, દ્યુતિ[11]ને વ્યર્થ કર્તા,
ક્યાંઈ કાળાશવાળાં, પગન ધુમસમાં, મેશનો રંગ ધર્તા;
ક્યાંઈ છે આશમાની, ગરભિણિ સ્ત્રિયનાં, કૂચની કાન્તિ હર્તા;
આકાશે જો અસીંતું, વિવિધ વરણનાં, વાદળો આ વિચર્તાં. ૩

**ઉપજાતિ છંદ" "સ્વભાવોકતી"**

પપીહની પ્યાસ તમામ હર્તા,
વારી તણો ભાર અપાર ભર્તા;
અતી શ્રુતી રંજન ઘોષ[12] કર્તા;
અંબૂદ જો આલિ નભે વિચર્તા. ૪

**"મનહર છંદ"**

વીપીન[13] સમાજને વિલોકી લાગે કાંટા અંગ,

---

૧ સ્વરે. ૨ ટપકે. ૩ વાદળાં. ૪ હાથી. ૫ શબ્દ. ૬ નગારાં. ૭ વીજળી. ૮ ઉચી. ૯ કલમ. ૧૦ પત્ર. ૧૧ કાન્તી. ૧૨ શબ્દ. ૧૩ વન.

નીલી ભૂમિ જોઇને નિરાશ ઉર થાયછે;
વિરહ અનળનું વધ્યું છે પરીબળ બહુ,
જળ હીન મીન[1] પેઠે જીવ અકળાય છે.
એ માથે વિશેષ વળી મયુરના શોર,
ચાતક[2] તણે પુકારે કાળજું છેદાય છે;
નાવ્યા પ્રાણવલ્લભજી અરજી ન માને મેઘ,
ગરજી ગરજી દુશ્મન પેઠે ધાય છે. ૫

"સવૈયા."

વરસે વન કુંજ સમૂહ[3] પરે, સુર મંજુ[4] મયૂર તણા અતિ છે;
ઘનઘોર ફરી બહુ શોર કરે, [5]અસિથિ [6]ચપળાનિ અતી ગતિ છે;
ઘડિ એક હવે ન રહીશ ઇહાં, ઝટ ચાલ સખી મમ જ્યાં પતિછે;
નદિમાં [7]નદમાં [8]સરમાં [9]ઝરમાં, સુર [10]દાદુર નાથિ દુખી મતીછે. ૬

ઉપજાતિ છંદ. "સમરૂપક"

સુરેંદ્રનું ચાપ ચડાવિ હાથે,
વિદ્યુતનાં લોહ ફળાંનિ સાથે;
અપાર ધારા સરધારિ હાથે,
મારે અરે આજ વિયોગિ માથે. ૭

મનહર છંદ. "ગમ્યોત્પદા ઉત્પ્રેક્ષા"

શીતમંદ સુગંધી [11]સમીરનો સમાજ છુટ્યો,
[12]સૌરભ શ્રવેછે [13]કુન્દ વન અપ્રમાણથી;
[14]ઝીલ્લિઓના નાદ [15]પિક ચાતકના સાદ થાય,
ચમકેછે ચપળા જો કડણુ [17]કૃપાણથી;
[16]જગનુંની જોતથી છવાયલું જગત જોઈ,
નિશ્ચય વિચાર્યું મેંતો ભ્રષ્ટ થઈ માનથી;
વિરહ અનળથી બળેલીઓને બાળવાને,

---

૧ માછલાં. ૨ પપીહો. ૩ જથ્થો. ૪ મનોહર. ૫ તલવાર. ૬ વીજળી. ૭ સમુદ્રમાં. ૮ તળાવમાં. ૯ ઝરાઓમાં. ૧૦ દેડકા. ૧૧ પવન. ૧૨ પુષ્પરસ. ૧૩ મોગરા. ૧૪ તમરાં. ૧૫ કોયલ. ૧૬ તલવાર. ૧૭ પતંગીયા.

મેઘ વરસાવતો અંગારા આશમાનથી. ૯

"સવૈયા"

ધુરવા ગણુ ધાય ધસે ઘર ઉપર, [1]કામનિ તુંગ ધજા ફરકે;
બતિશા તન [2]મારૂત સ્પર્શું કરે, મમ ઉર વિલોકી અતી થડકે;
સખિ ધીરજ કેમ રહે ઘટમાં, ચપળા સમશેર સમી ચળકે;
રતુ [3]પાવસમાં પરદેશ પતી, શુભ વેશથિ ચીત્ત બળે ભડકે. ૯

ઉપજાતિ છંદ. "રૂપક"

[4]ત્રણો તણાં [5]અંબરથી પ્રકાશી,
ધારે [6]લતા [7]ભુષણને હુલાસી;
[8]વારી તણા [9]વીતનિ પુર્ણ પ્યાસી,
ભાસે ભુમી આજ [10]વરાંગ નાસી. ૧૦

મનહરછંદ. "સમરૂપક"

કાળી કાળી ઘટા આવી કામનું વધાર્યું જોર,
દુશમન [11]દામિની ફરતી ચારે ફેર છે;
દુ:સહ દુ:ખજનક દાદુર સુણાવે સ્વર,
વળી માથે [12]મદન નરેશ તણું વેર છે;
વાલમ વિદેશ બોલે ચાતક હમેશ બોલ,
કામથિ તપેલી કામાઓને કાળો કેર છે;
બુંદ તણો [13]દુંદ સુણી આંખો મીચી બેસું બેન,
શ્રાવણની આવણી મનેતો સમશેર છે. ૧૧

"સવૈયા"

ચમકે ચિત્ ચાતક બોલ સુણી, દુ:ખદ નિત [14]કોકિલ [15]કુકિ કરી;
ગિરિ તુંગ પરે ચઢિને [16]લવતા, [17]બરહી [18]વિરહાનળ કુંકિ કરી;
મમ પ્રાણપ્રતી પરદેશ રહ્યા, સખી શ્રાવણનું સુખ ચૂકિ કરી;
અફસોસ ભરે નિત અંતરમાં, વન વેલિ સમીરથિ ઝૂકિ કરી. ૧૨

---

૧ કામદેવની. ૨ પવન. ૩ ચોમાસામાં. ૪ ઘાંસો. ૫ લુગડાં. ૬ વેલીયો. ૭ ઘરેણા. ૮ પાણી. ૯ પૈસાની. ૧૦ ગણીકાજેવી. ૧૧ વીજળી. ૧૨ કામદેવ. ૧૩ શબ્દ. ૧૪ કોયલ. ૧૫ બોલીને. ૧૬ બોલતા. ૧૭ મોર. ૧૮ વીયોગની અગ્ની.

**ઉપજાતિ છંદ "જાતીસ્વભાવ"**

કુદે ઘણા મોર કળા કરીને,
ઉંચું જુએ બોલિ ફરી ફરીને;
ખુશી થતા નૃત્ય સુ આદરીને,
[૧]ક્રિડા કરે હર્ષ ઉરે ધરીને. ૧૩

**"મનહર છંદ."**

ઘનની ઘમકને બાનક [૨]બક પંગતીની,
દામિનીની ચમક કૃપાણ સી કળાય છે;
[૩]લલિત લતાઓ લટકે [૪]વિટપ વિંટળાઈ,
શીતમંદ સુગંધી સમીર સ્વચ્છ વાયછે;
મોર તણા શોર ચારે કોર મનહર થાય,
દાદુર ઉચારે ઉર જખમ જણાય છે;
પળ પળ વરસની મનેતો જણાય આલી,
વિના મન ભાવન ન ભવણ સુહાય છે. ૧૪

**"સવૈયા"**

ઘનશ્યામ ઘટા ચડિ આવિ અટા, મમ શ્યામ વિના ઘન ઘાત કરે;
ચમકે ચપળા તન રાખ થયું, વરષા સમ આંખથિ આંસુ ઝરે;
[૫]અલિ [૬]ઇંદ્રવધૂ મમ આંખ પડી, દુઃખિ અંતરમાં ભય ખૂબ ભરે;
પિયપીય રટું હું પલંગ પડી, પળ એક નહીં સુખની વિચરે. ૧૫

**શૃગંવરા છંદ.**

ડોળાયેલાં જળેથી, [૭]મકરગણ ઘણા, દીલમાં દુઃખ લાવે;
છોડી મધ્યસ્થ સ્થાનો, ગતિ કરિને, વેગથી [૮]તીર આવે;
[૯]વૃંદો [૧૦]વારીજ કેરાં, ઘડિભર ડુબિને, ડોલતાં દ્રષ્ટ આવે;
પક્ષી [૧૧]યુથ્થે ભરેલી, [૧૨]સખિવર [૧૩]સરિતા, [૧૪]વીરહી ઉરતાવે.૧૭

**મનહરછંદ "દ્વીતિયસમુચ્ચ"**

પવનના જોરથી કદંબ વૃક્ષ તુટી જાય,

---

૧ રમત. ૨ બગલા. ૩ સુશોભિત. ૪ વ્રક્ષ. ૫ (આલી) સખી.
૬ ગોકળગાય. ૭ માછલાનું ટોળુ. ૮ કાંઠો. ૯ જથ્થાઓ.૧૦ કમળ.
૧૧ ટોળુ. ૧૨ ઉત્કૃષ્ટ. ૧૩ નદી. ૧૪ વીયોગી.

તુંગ તુટી ધાય ઘણા મેઘ મંડળી તણાં;
[1]આરદ્ર થઇને [2]ધરા ધાન્ય ભરવાને લાગી,
હીન થવા લાગ્યા [3]ક્રોધ વૃક્ષ [4]કદળી તણા;
દુરના વિદેશીઓને ત્રાસ ઉપજવા લાગ્યા,
[5]સંપુટ ખુલવા લાગ્યા [6]કુટજ કળી તણા;
[7]શિખીઓના સાદ નાદ ઝીલિઓના સુણી સખી,
દીન થયાં વદન [8]મલીન વિરહી તણાં. ૧૭

**સવૈયા.**

નીલિ ધરા થઇ [9]રાહ ગયા મહિ, નીર પ્રવાહનિ ખુબ ગતી છે;
શ્યામ ઘટાથિ અંધારૂ થયું, જરિ ફેર નહીં દિન[10]રેણિ પ્રતીછે;
[11]આગૃહથી કરી અન્ય ગૃહે, કદિ જાવું બને ન વિચાર અતીછે;
શું કરિ આવિ શકે સજની, કહે શું દર્ગ દોષ વિદેશ પતી છે. ૧૮

**ઉપજાતિ છંદ. "ઉપમા"**

કાંઠા તણા વૃક્ષનું માન મોડી,
ઓવાળને સાથ થકીજ છોડી;
[12]પ્રીયાઅનંગા સમ શર્મ તોડી,
જાયે નદી સાગર પાસ દોડી. ૧૯

**મનહર છંદ.**

છોટાં છોટાં તણ થકી અંકુરીત ભુમી થઇ,
જહાં તહાં ફેલી [13]જગનુંઓ ચિત્ત જાળે છે;
ધીરો ધીરો ચાલ્યો આવે ડોલતો [14]બયાર મસ્ત,
મયુર ઉચ્ચારે મન મરણને માળે છે;
બક તણી [15]આલીઓ આકાશમાં ઉડતી જોઇ,
ઉથલી પડેછે ઉર ચડિયું ઉછાળે છે;
વિના પ્રાણપતી બેન કરેછે જુલમ અતી,
પાવસ [16]પાવક બની મુજને પ્રજાળે છે. ૨૦

---

૧ ભીની. ૨ પ્રથ્વી. ૩ ડોડા ૪ કેળ. ૫ ડાખલા. ૬ ઇંદ્રજવનું ઝાડ. ૭ મોર. ૮ મેલું. ૯ રસ્તો. ૧૦ રાત્રી. ૧૧ ઘરથી ૧૨ કામદેવવાળી સ્ત્રી. ૧૩ પતંગીઆઓ. ૧૪ પવન. ૧૫ પંગતીઓ. ૧૬ અગ્ની.

**સવૈયા.**

જા સખિ તું અહી લાવ પતી મમ, આવિશ એમ કહી નહિં આવ્યા;
મોર લવે ઘુરવા ધસતા ધર, દાદુર ઝીલ્લિ [1]ઝીંગોર મચાવ્યા;
ભોગિ વિચારિ રહ્યા વર યોગ, સુભોગિ જને સુખડાં દરશાવ્યાં;
તાપ વિયોગિ ઉરે તપિયો, સખિ શ્રાવણ આવિ બહૂજ સતાયાં. ૨૧

**વંશસ્થછંદ.**

ચરાયણાં જે હરિણી [2]ગણો તણાં,
ફુટેલ અંકૂરથિ ઘાસ છે ઘણાં;
નવાં તરૂ પલ્લવ ધારિ શોભતાં,
વનો વિલોકી જન ચીત્ત્ લોભતાં. ૨૨

**"ધન્વાક્ષરી છંદ."**

વાદળ વિલોકી કરી મુનિ મન ડોલી ઉઠયાં,
મોરો ઉઠ્યા બરહી વિનોદ ભર્યાં વન વન;
આકુળ વ્યાકુળ થઈ આવતા પથીક જન,
ગીતા પડી ચાતક પીએછે વારી [3]મુદ મન;
આલી અવિલોક આ [4]મહિનાં મોટાં ભાગ્ય થયાં,
સુખછે સંયોગીને વિયોગીઓને તાપ તન;
[5]કંજ [6]પુંજ ગંજન સુખીનાં દિલ રંજન આ,
આવ્યો માન ગંજન જો અંજન વરેણુ [7]ઘન. ૨૩

**સવૈયા "સ્મરણ"**

વાદળિયો વરસાદ ભરી બહુ, નાદ કરી નભ મંડળ ધાતી;
દાદુર ચાતક શોર કરે અતિ, કોકિલ કૂકિ ઉઠી મદ માતી;
કામ હુતાશન ઉર બળે, દુઃખ દાયક દામિનિ જ્યાં દરશાતી;
પ્રકૃતિ જોઈ લતા વનમાં સખિ, નાથ વિયોગથિ ફાટતિ છાતી. ૨૪

**ગીતી છંદ.**

ચંચલ નેત્ર ચકિત દિલ,
ભયભીત હરિણી ગણે ભર્યાં ભારે;

---

૧ કકળાટ. ૨ સમુહો. ૩ હર્ષ. ૪ પ્રથ્વી. ૫ કમળ. ૬ જ-
ય્યો. ૭ મેઘ.

વીંધ્ય ગરીના વન જો,
સખિ પાવસમાં અનુપ છબિ ધારે. ૨૫

**મનહર છંદ.**

ગ્રીષમ અનળથી બચીશું માંડ માંડ સખી,
પાવસને પામી હું પ્રભુ તણા પ્રતાપથી;
હરષની હાની ત્યાંતો જગનુંને જોઈ થઈ,
ઉર અકળાયું [1]પંચશર તણા તાપથી;
હામ હારી હયાની કણુંકા જોઈ બુંદ તણી,
ક્રુર બોલી કોકિલા દેવાને કષ્ટ આપથી;
પાતકનો પુંજ બોલે ચાતક વિચારી તક,
પીડાણી પરમ કાળજાના કારી [2]કાપથી. ૨૬

**સવૈયા.**

ધૂમિ અતી ઘન ઝૂમિ રહ્યો નભ, ભૂમિ પરે બહુ બુંદ ધરીને;
છે અફસોસ પતી વળિયા નહિં, અન્ય વળ્યા પરદેશ ફરીને;
હું દુરભાગિ સદાય દુઃખી, ગૃહ પેસિ રહું ચપળાથિ ડરીને;
કેમ ન તૂટિ પડે વિરહી શિર, કાં નથિ આવતિ રેમ ગિરિને. ૨૭

**વંશસ્થ છંદ. "અભિસારિકા કષ્ના"**

ઘને કરી ઘોર નિશા થઈ રહી,
શરીર જોતાં પણ સુજતું નહીં;
નિહાળની રાહ [3]તડીતથી બણી,
ત્વરાથિ જાયે "[4]અભિસારિકા" ઘણી. ૧૮

**મનહર છંદ.**

બોલે ક્રુર કોકિલા કદંબ ચડી રાત દીન,
મોર [5]મધુ દાદુરના શોર ચારે પાસ છે;
મંદ મંદ ગાજતી આકાશે ઘટા ઘન તણી,
વારી કણ યુક્ત ધાતો સમીર સુવાસ છે;
જહાં તહાં નારી નર ગાય સુખદાય ગીત,

---

૧ કામદેવ. ૨ ઘાથી. ૩ વીજળી. ૪ વીષય વેળા પતી પાસે આસી જનારી સ્ત્રી. ૫ ભ્રમર.

ઝુલતા હીંડોળે ચડિ હૃદય હુલાસ છે;
વિયોગીના તનને તપન કરનારો બેન,
સંયોગીનો સ્નેહ જો આ શ્રાવણ સુમાસ છે. ૨૯

સવૈયા.

શું પડિ ચૂક કહુ સજની, મમ પ્રાણપતી[*] પરદેશથિ નાવ્યા;
બાત કરી અબળા જન ઉપર, વાત પ્રપંચ ભરી મુખ લાવ્યા;
આપિ ગયા અવધી વળવા તણિ, વીતિ ગઈ અવધી નહિં આવ્યા।
રાત સુહાવણુ શ્રાવણની, ઉતપાત કરે ન મળે મન ભાવ્યા. ૩૦

ગીતી છંદ. "અભેદ સમરૂપક"

[1]અંબૂ લાજ લપેટી,
ઢાંકતિ [2]અંબુજ [3]આસ્ય શરમ ધારી;
[4]મરાલ [5]રસના [6]મુરચી,
બંધ કરી પડિ પાવસ [7]નવનારી. ૩૧

મનહર છંદ. "સંદેહ"

વસે પ્રાણવલ્લભ એ દેશમાં જરૂર સખી,
વારી ભરી વાદળિઓ આવતી નહીં હશે;
ચાહ ભરી ચપળા ન ચમકતી હશે કાંતો,
ધુમ ભર્યાં કાળા કાળા ધુરવા નહીં ધસે;
કાંતો કામ કુટિલ કમાને નહિં નામે કર,
મલાર ઉચ્ચાર નાર ગુણિઓ નહીં હશે;
પ્રીતીની પ્રતીતિ જાણનારા પ્રાણવલ્લભજી,
નહીંતો પાવસ જોઈ વિદેશે નહીં વસે. ૩૨

સવૈયા.

પ્રાણપતિ પરદેશ રહ્યા, દુઃખદાયક મારિ દશા દરશાતિ;
[8]ઉલ્લુક તુલ્ય રહું ગૃહ અંદર, દામિનિ જોઈ દિલે દુઃખિ થાતી;
રાગ મલાર ઉપાધિ કરે, રહું ધારિ સમાધિ પતી ગુણ ગાતી;
શ્રાવણમાં સુખ તેજ લીયે, પતિ સંગ સુવે ધરિ છાતિથિ છાતી. ૩૩

---

૧ પાણી. ૨ કમળ. ૩ મુખ. ૪ હંસ. ૫ કટિમેખળા. ૬ ધૂમરીઓ. ૭ નવી પરણેલી સ્ત્રી. ૮ ઘુવડ.

**વંશસ્થ છંદ.**

નભે સખી [1]ભીમ ધ્વની થતા ઘણા,
તડીતના તેજ તણી નહીં મણા;
વિચારતીના પતિ દોષ અંગમાં,
સુતી સ્ત્રિયો [2]અંક ભરી પલંગમાં. ૩૪

**ધન્યાક્ષરી છંદ.**

પાપી રતુ પાવસ અમાસનો નિશા અંધારી,
પ્યારા વિના પળ કેવી રીતથી વિતાઊં હાય;
કડકા કલેજા તણા કોકિલા કરવા લાગી,
મોર શોર સુણી ચિત્ ધીરજ ન સાઊં હાય;
એ દરદી વેરી વાદળાં બહુ બુરાઈ કરે,
નિત્ય પ્રતી તેથી કેમ પ્રાણને બચાઊં હાય;
કામ તણી તપત બુઝાવવાને પ્યારી સખી,
પ્રાણપતિ વિના કેને કંઠ લપટાઊં હાય. ૩૫

**સવૈયા." પ્રતીપ"**

પતિ નેત્ર સમાન હતાં કમળો, સખિ તે પણ વારિથિ લીન થયાં;
પ્રિય મૂખ સમાન હતો [3]શશિ [4]અંબર, વાદળ આવિ છુપાવિ રહ્યાં.
સર તીર મરાલ ચતૂર હતા, પતિના સમ તે પણ ઉડિ ગયા;
ઉર ભીતર છેદ પડ્યા વિરહે, તદપી વિધિને દિલ નાવિ દયા. ૩૬

**ગીતી છંદ.**

કીટ ધૂળ ત્રણ સાથે,
મળેલ મેલું [5]સર્પાકૃતી વાળું;
દાદુર ભય દેનારૂં,
ગતિથી વહતું [6]નવવારી ન્યારૂં. ૩૭

**મનહર છંદ.**

ડોલતો પવન પરશીને જળ બુંદ પુંજ,

---

૧ ભયંકર. ૨ બાથ. ૩ ચંદ્રમા. ૪ આકાશ. ૫ સર્પના જેવી આકૃતીવાળું. ૬ નવું પાણી.

બોલે મોર ચાતક હું ચિન્ત ચોંકિ ડરી જો;
ક્યાં સુધી બચાશ બેન મારે [1]મેન બાણ મને,
થાકી રહી હવે તો ઉપાય કરી કરી જો;
પ્યારી સખી વળીયા હજી ન પ્રાણવલ્લભજી;
કેમ સમજાઉં મન ધિરજને ધરી જો;
છાયો મેઘ ગગન શોભાવા નભ મંડળને,
નાખ્યા મન ભાવન આ શ્રાવણની ઝડીજો. ૩૮

### સવૈયા.

સખિ કાગળ લાવ લખું પતિને, નહિં કેમ ફર્યા પરદેશ ફરી;
અબળા તણિ નાવિ દયા ઉરમાં, મરૂં એકલિ હું અફસોસ કરી;
કરિ કૂડનિ વાત દુરે વસિયા, પ્રિય પથ્થરના સમ છાતિ ખરી;
અતિ કાળિ નિશા રૂતુ પાવસની, અવલોકિ મરૂં ઉરમાં હું ડરી. ૩૯

### ઉપજાતિછંદ. "ભ્રાન્તી"

ફુલેલ છોડે [2]નલિની તમામ,
ભ્રમે ભ્રમેથી બહુ અન્ય ઠામ;
[3]નવામ્બુજોની ઉર શંક ધારી,
પડે અલી[4]કેકિ કળા નિહાળી. ૪૦

### મનહર છંદ.

મદ ભરી કોયલ મગન થઈ બોલે બોલ,
જળ ભરી ધરણી ઉપાવે મુદ મનમાં;
વિજળી આકાશે નાચે વિરહ હૃદય મધ્ય,
મૃત્યુ નાચે શીરને મયુર નાચે વનમાં;
સખી માસ શ્રાવણમાં આવતા [5]પથીક ઘેર,
કહેતા પરદેશની કથાઓ પ્રિય જનમાં;
દેહ ભર્યો મદન અપાર [6]તમે [7]ક્ષિતી ભરી,
મેઘ ભર્યો ગગન ભરાણો તાપ તનમાં. ૪૧

---

૧ કામદેવ. ૨ કમળનો વેલો. ૩ નવાં કમળોની. ૪ મોર. ૫ પ્રવાશી. ૬ અંધારૂં. ૭ પ્રથ્વી.

**સવૈયા.**

કોઈ ઝુલે ઝુલતી પ્રિય સંગ, ઉમંગથિ લાગિ જતી પતિ [1]ગાતે;
કોઈ પડી [2]પરિયંક પરે, નિજ પ્રીતમ સંગ સદા સુખ સાતે;
કોઈ મલ્હાર ઉચ્ચાર કરી, પ્રસરાવતી પ્રેમ વિનોદનિ વાતે;
કે દિન મારિ પિડા ટળશે, મરૂં ઝૂરિ હું પાપણિ પાવસ રાતે. ૪૨

**વંશસ્થ છંદ.**

અભ્યા કરે [3]ત્ર્યંબક [4]અશ્રુને સદા,
ભિંજાયછે [5]ઓષ્ટ [6]ઉરોજ સર્વદા;
[7]કુસૂમ [8]દામો તજી ભુષણાદિયો,
ઉદાશ છે આજ [9]પ્રવાશિની સ્ત્રિયો. ૪૩

**મનહર છંદ.**

દુર પ્રાણવલ્લભ છે પાપિણી પાવસ આવી,
કોને કહું વિરહ પીડાની સખિ વાત આ;
જળ તણા ધોધવાનો સુણી ધમકાર કાન,
ધીરજ તજાયે થાયે ઉર ઉતપાત આ;
બાવરી કરેછે [10]બલાહક બળવાન બની,
[11]ધમક સુણીને જાણે કરૂં તન ઘાત આ;
આવવાની અવધી ભુલી હું મન ભાવનની,
થાયે જુગ બાવનની શ્રાવણની રાત આ. ૪૪

**મનહર છંદ. "સંદેહ"**

કાંતો એના દેશમાં ન ગરજતો હશે ઘન,
કાંતો વારિ ઓઘ થકી મારગ ભરી ગયા;
કાંતો પિક ચાતકને કાળે પાણિયે પોચાડ્યા,
કાં [12]મલીંદ દાદુર મોરો બધા મરી ગયા;
કાંતો ભુલ્યા ચાંદ કાં પ્રમાદમાં પડેલા હશે,

---

૧ શરીર (ગાત્ર) ૨ પલંગ. ૩ આંખો. ૪ આંસુડાં. ૫ હોઠ. ૬ સ્તન. ૭ ફુલ. ૮ માળાઓ. ૯ મુસાફર. ૧૦ મેઘ. ૧૧ ધગકારો. ૧૨ ભમરો.

કાં કોઈ કામાયે છળ્યા નાથજી ફરી ગયા;
કાંતો [1]પંચશર હરે બીજી વાર બાળી નાખ્યો,
કાંતો પંચશરનાં પાંચે શરો સડી ગયાં. ૪૫

**વંશસ્થ છંદ. "જાતી સ્વભાવ"**

સુણી ધ્વની મેઘનિ મસ્ત જો થતા,
ફરી ફરી બોલિ વનો ગજાવતા;
ધસી તનો વૃક્ષ ઘણા ધ્રુજાવતા,
ગજો તણાં વૃંદ અનંદ છાવતા. ૪૬

**મનહર છંદ. "સંદેહ"**

કાંતો મોર શોર તજી ભાગી ગયા ભુતળથી,
કાં તહાં મધુને [2]મુખરી તણી ગતી ગઈ;
કાંતો પિક ચાતકનાં પારધિયે લીધા પ્રાણ,
નાશી ગયા બકો કાંતો કુટુંબ સાથે લઈ;
વાલમ વિદેશમાં વાલ્યા મુજને વિસારી,
કાંતો વિપરીત રીતી એવી ત્યાં હશે સઈ;
મદન મહીપનો હુકમ કાંતો ચાલે નહીં,
કાંતો મુઓ મેઘ કાંતો દામિની સતી થઈ. ૪૭

**સવૈયા.**

ધીરજ કેમ રહે સખિ સાંભળ, કાગળની ન લખી કટકી;
આપિ ગયા ઉર આગ વિયોગનિ, દાઝ ન મારિ દિલે ખટકી;
રૂધિર માંસ તમામ ગયું બળિ, કેવળ પ્રાણ રહ્યો લટકી;
આપ સુખી થઈ ત્યાંજ રહ્યા, સખિ એકલિ આંહિ મરૂં ભટકી. ૪૮

**વંશસ્થ છંદ.**

ચુમે ઘણા [3]શૃંગ [4]બલાહકો નમી,
વહે ઝરા વારિ તણાં નહીં કમી;
મયૂરના નૃત્ય અને ધ્વની થકી,
અનૂપ શોભા ગિરિ આપતા નકી. ૪૯

---

૧ કામદેવ. ૨ શબ્દ. ૩ શીખર. ૪ વાદળાઓ.

**સવૈયા.**

સખિ નેણથિ આંસુનિ ધાર વહે, અકળાઊં વિયોગનિ [1] આતસમાં;
ઘડિ રોઊં ઘડી નિરખું પતિ મારગ, દીન વીતીત કરૂં વસમા;
દુરભાગિણિ હું સુખનાં દિવસે, પતિ વીણ વિતાવતિ આળસમાં;
ધન્ય એ ત્રિયને પતિ સંગ સુવે, પરિયંક પરે રૂતુ પાવસમાં. ૫૦
ધન્ય એ ત્રિયને રૂતુ પાવસમાં, રસ બીજ પતી ઉરમાં ધરતી;
ધન્ય એ ત્રિયને રૂતુ પાવસમાં, પગ [2] જાવક નાથ શિરે ધરતી;
ધન્ય એ ત્રિયને રૂતુ પાવસમાં, કુચ ચંદન નાથ ઉરે ભરતી;
ધન્ય એ ત્રિયને રૂતુ પાવસમાં, પતિ સાથ રહી દુઃખડાં હરતી. ૫૧

**વંશસ્થ છંદ.**

કદંબને કેતકિ વ્રક્ષ પાસથી,
ગતી કરે વાસિત થૈ સુવાસથી;
અનૂપ [3] અર્જુન તરૂ હલાવતો,
બયાર બેની ચિત્તને ચળાવતો. ૫૨

**સવૈયા.**

ધન્ય એ ત્રિયને રૂતુ પાવસમાં, પતિ હાથથિ હાથ ધરી રમતી,
ધન્ય એ ત્રિયને રૂતુ પાવસમાં, [4] પરિરંભણમાં પતિને ગમતી;
ધન્ય એ ત્રિયને રૂતુ પાવસમાં, નિજ નાથનિ સાથ રહી જમતી;
ધન્ય એ ત્રિયને રૂતુ પાવસમાં, [5] રતિરામ વિષે બમણી નમતી. ૫૩
ધન્ય એ ત્રિયને નિત્ય કાળિ ઘટા, નિરખે પતિ સાથ [6] વિષાદ હરી;
ધન્ય એ ત્રિયને પતિ સાથ સુવે, ઉર [7] આતપ દૂર તમામ ધરી;
ધન્ય એ ત્રિયને પતિને રિઝવે, મનરંજન શબ્દ મુખે ઉચરી;
ધન્ય એ ત્રિયને વરસાવિ રહી, પતિ ઉપર પ્યાર ઉમંગ ભરી. ૫૪

**વંશસ્થ છંદ. "ઉદ્દિપન વિભાવ"**

[8] નિતંબ સૂધી આડતા [9] કચે કરી,
સુગંધવાળાં કુસુમો સુતી ધરી;

---

૧ અગ્ની. ૨ મેંદી. ૩ એક જાતનું વ્રક્ષ. ૪ આલીંગન. ૫ વીર્યં સમેની રમત. ૬ ખેદ. ૭ તડકો (તાપ) ૮ કેડ નીચેનો ભાગ. ૯ ચોટલો.

રતનો પરે ચંદન માલતી ભરી,
સ્ત્રિયો પતી પ્યાર વધારતી ખરી. ૫૫

**મનહર છંદ. "રૂપક"**

પવનનું જોર ઘન ઘટાના ખકોર સુણી,
ઉરમાં બળે અભંગ અનંગની તાપણી;
ટહુકા કરેછે ચડિ કદંબની ડાળ પરે,
કહ્યું નહીં માને કાળી કોયલ વિલાપણી;
ઝીલ્લિનાં ઝીંગોર સુણી તીર લાગે તન માંહી,
પીઉ પતિ વીણ મને દામિની આ પાપણી;
ભુત થયાં [1]ભુષણ ચુડી થઈ ચુડેલ રૂપ,
રાત થઈ રાક્ષસીને સેજ થઈ સાપણી. ૫૬

**સવૈયા.**

સખિ શ્રાવણમાં શિ થઈ ગરમી, ભરમાઈ ગયૂં મમ અંતર કાં;
રતુ માંહિ અનીતિ રહી સજની, રજની દિનમાં વિપરીત ક્રિયા;
મમ પ્રાણપતી પરદેશ જતાં, સુખ સાધન તે દુઃખરૂપ થયાં;
વરસાવિન વાદળ વારિ રહ્યાં, વિરહી જનને તલસાવિ રહ્યાં. ૫૭

**ઉપજાતિ છંદ.**

તડીતને ઈંદ્ર ધનુ ધરેલાં,
[2]પયોધરો વારિ થકી નમેલાં;
સુભૂષણે ભૂષિત ભામ ભારી,
વિયોગિને એ સહુ કષ્ટ કારી. ૫૮

**મનહર છંદ.**

વરષા રતુને જોઈ વાળિયા ન વાલમજી,
રહ્યા દુર દેશ નિજ પ્યારીને છોડિ કરી;
દિલમાં ન લાવ્યા દુઃખીઆરી તણી દાઝ જરા,
જાલીમપણું બતાવ્યું જીવને જોડી કરી;
નિરદયપણું આવું નાથજીને ક્યાંથી આવ્યું,

---

૧ ઘરેણાં. ૨ વાદળાઓ.

બેઠા સમાચાર તણા તારને તોડી કરી;
પાવસમાં પતી વીના રહી શકું કેમ બેન,
જોગી સહુ ભોગી થયા તુંબડાં ફોડી કરી. ૫૯

## સવૈયા.

પતિ પાછળ પાછળ હાથ ગ્રહી, અતિ આનંદથી ન ચડિ હું અટારી,
પરિરંભણ ચુંબન આદરતાં, અવલોકિન અક્ષ ધરા અતિ કાળિ;
રાખિ પ્રાણપતી વિણ શૂન્ય સબાપર, આ પડિ પાપણ હું દુખિયારી,
નભ દામિનિ જોઈ દિલે સજની, મુજ લાગતિ કામનિ કુર કટારિ.૬૦

## વસંતતિલકા છંદ. "અભિસારીકા શુક્લા.

માલા શિરે નવિન કેસર કેતકીની,
ધારે ઊરોજ ઉપરે શુભ માલતીની;
કર્ણેકદંબ કુસુમાર્જુન મંજરી છે,
આલી અપાર અભિસારિણિ સંચરીછે. ૬૧

## મનહર છંદ. "ભ્રાન્તાપન્હુતી"

પીયુ પીયુ બોલીને પપીહા પાપી પ્રાણ લેવા,
પાંડા દેછે શીદ હું પડીચું પુરા કલેશમાં;
મોર બોલી આરોમાં ડરાવેમાં દાદુર મને,
સંયોગણી નથી છું વિયોગણીના વેશમાં;
કોયલી બોલીને કલેજામાં કારી ઘા કરેકાં,
પામીચું પૂરણ દુઃખ નથી રહ્યું શેષમાં;
મરેલીને મારવા તૈયાર શું થયાં છો તમો,
જાઓ જઈ બોલો મારો પતિછે એ દેશમાં. ૬૨
ચમકી ખદ્યોત[1] ગણ તણખા ઉડાડે તન,
દાદુર ડરામણ ડરાવે કલ[2] કરીને;
બહુ બળવાન બદરંગ વાળાં વાદળાંઓ,
વેધવા વિયોગીને આવેછે શર ધરીને;

---

૧ પતંગીઆ. ૨ શબ્દ.

કોયલની કુક સુણી સુકીયું રૂધીર માંસ,
જોતા જીવે જીવ કામ કષ્ટ તણા અરીને;
હવે નહીં બોલજે પપીહા પાપી પીયુ પીયુ,
થાય ઉર એમ પીયું વિષ પ્યાલો ભરીને. ૬૩

વંસતતિલકા છંદ "વાસકસેજ્જા."

અંગો તમામ કરિ ચર્ચિત ચંદનેથી,
ધાર્યાં કુસૂમ ભર [1]કર્ણ પુરો મુદેથી;
થાતાં [2]પ્રદોશ સુણિ ઘોર [3]ઘનની ધનોમાં,
ધાતી અપાર અમળા રતિ ભૂવનોમાં. ૬૪

મનહર છંદ "રૂપક"

પવન વજીરે ઘણા દાદુરે સિપાઈ સાથ,
પાવસ મુસાહીબ પયોદ તંબુ તાણીને;
ઘન રૂપી સુભટોનાં થઈ રહ્યા ગાઢ શબ્દ,
ચપળા નિશાન ઇંદ્રધનુ ધનુ ધારીને;
મયુર સવાર બક પંગતી હવાલદાર,
કોકિલા બંદી ઉચ્ચારે [4]વીર રસ વાણીને;
પતી વિના પેખી રતી નાથ આવ્યો સૈન્ય લઈ,
વિરહી વામાઓ મારી સુતાં ઘર જાણીને. ૬૫

સવૈયા.

વન બાગ અને [5]પવન કુંજ મહીં, બહુ મંજુ લવંગ લતા લટકે;
ધસતી નભ મંડળથી ચપળા ભુમિ મંડળ સ્પર્શ કરી છટકે;
વરસે બહુ બુંદ ધરા ઉપરે, ખિલતી અતિકુંદ કળી ચટકે,
સખિ ચાતક વાણિ સુણી શ્રવણે, નહિં કેમ વિયોગિ ઉરે ખટકે. ૬૬

વસંતતિલકા. છંદ.

છે શ્યામ [6]કંજ દળ તુલ્ય વિદ્યુત ધારે,

---

૧ કાનમાં પેરવાના ઘરેણા. ૨ સાયંકાળ. ૩ વીજપચેળા સુતાનુ ઘર, ૪ કામ દેવ. ૫ ઘાટુ. ૬ કાળા કમળ.

વાયુથિ મંદ વિચરે નમિ વારિ ભારે;
ધારે સદાય મધવાધનું નાં વિસારે,
આ વાદળાં અરિ બની વિરહી વિદારે, ૬૭

સવૈયા " રૂપક "

મમ દંત દ્યુતી ચપળા બનિછે, નિસવાસ સમીર વહે વરસે;
મમ કંઠ પપીહ વિરામ વિના, પિય પીય ઉચ્ચાર કરે હરષે;
પતિવીણ વિવર્ણ થયો તનનો, રૂતુ પાવસ અંગ વિષે દરસે;
અખિ આ [1]અલકાવળિ શ્યામ ઘટા, નિત આંસુ તણી વરષા વરસે. ૬૮

ઘનાક્ષરી છંદ.

દુર કરૂં દાદુરને મોર બધા મારી નાંખું,
પકડી પપીહા કારાગારમાં ધરૂંછું આજ;
કોકિલાને કષ્ટ આપી કાળે પાણીયે પોચાડું,
જગનુંને જાળવવા જગતમાં ફરૂંછું આજ;
ઘન તણી ઘાત કરૂં ચપળાને ચોળી નાખું,
બની શુરવીર તારા સામી વિચરૂંછું આજ;
અબળા બનીને હું બેઠીતી આટલા દિવસ,
પાપણી પાવસ તને ગ્રિષમ કરૂંછું આજ. ૬૯

વસંતતિલકા છંદ. "રૂપક" ભાવોદય"

[2]રોમાંચ થાય કુસુમો સુ કદંબનાથી,
શાખા થતી ચળિત [3]નૃત્ય કરે કળાથી;
હાસ્યો કરે નવિન [4]કેતકિ પુષ્પ પામી,
વર્ષા મહી [5]વનપ્રદેશ જણાય [6]કામી. ૭૦

મનહર છંદ.

સર સરિતાઓ વારિ ઓઘથી કલોલ કરે,
દીલ બાળે દામિની દશે દીશામાં દોડીને;
લતા લપટાઈ તરૂ શાખાએ સનેહ ધરી,

---

૧ માથાની લટોની પંગતી. ૨ રૂવાટાં ઉભાં થાય. ૩ નાચ.
૪ કેવડાનું ઝાડ. ૫ જંગલના ભાગ. ૬ કામદેવથી ભરેલ.

પ્રવાસીઓ બેઠાછે પ્રવાસ વાટ તોડીને;
વિરહણી વામાઓને ત્રાસ થયાં અંતરમાં,
ભુવન ભરાઇ બેઠી વિનોદ વખોડીને;
શ્રાવણની રાત આ બિહામણીમાં સુણ બેન,
પ્યારો પરદેશ રહ્યો સંગ મારો છોડીને. ૭૧

સવૈયા.

પ્રાણપતી પરદેશ ગયા, સખિ તે દિનથી દુઃખ દાય દશાછે;
શ્વાસ ઉસાસ વધ્યો ઉરમાં, નયને નિત્ય આંસુ પ્રવાહ વસ્યાછે;
રાખ કર્યું મદને તન તો પણ, સંગત જે નહિં બાણ કસ્યાં છે;
સજ્જન જોઇ થતા દિલગીર, અસજ્જનતો ગતિ જોઇ હસ્યાંછે. ૭૨

વસંતતિલકા છંદ. "ઉપમા"

છે માલતી બકુલ પુષ્પની ચીર માલ,
છે યુથિકા કુસુમ દામ ઉરે વિશાલ;
છે કર્ણ ભૂષણ કદંબ કળી સમાજ,
વર્ષા બની નવિન નારિ સમાન આજ. ૭૩

સવૈયા.

ધીર સમીર હણે થઇ તીર, શરીર તમામ સુકાઇ ગયું છે;
આ ઘનઘોર થકી ઘટમાં, દુઃખતો સુખ સ્થાનક વાસિ થયુંછે;
ચીત્ત ચલીત કરે ચપળા, ઉનમાદ પણું ઉરમાં વરત્યું છે;
એટલિ બાકિ રહી સજની, હજી ફાટિ જતું ન કઠોર હયુંછે. ૭૪

મનહર છંદ.

હાથ જોડી કહુંછું હવેતો સજની હું તને,
કહે કાંઇ મેઘને ઉપાડી ગાલ્યું છે અતી;
ડાંભ મુખ દાદુરના દોડિ દોડિ દેછે દુઃખ,
વિજળીને વાર મારી મૂઢ કરે છે મતી;
શિત મંદ સુગંધી સમીરને શીખામણદે,
માનીશ આભાર કર કામતું મારી વતી;
મોરો બધા મારી કાઢ ત્યાં સુધી બોલે ન કોઇ,
જ્યાં સુધી વિદેશથી વળે નહીં પ્રિય પતી. ૭૫

### વસંતતિલકા છંદ. "સુરત સમારંભ"

રાજે સ્તનો ઉપર માલતિ માલ પ્યારે,
ઝીણાં [1]દુકૂલ લઈ પુષ્ટ નિતંબ ધારે;
ઉંડેલ [2]રોમઅવલી [3]ત્રિવળી કિનારે,
પ્યારી અનંત પતિ સંગ અનંગ મારે. ૭૬

### મનહર છંદ. "સંભાવના"

જ્યારે સખી પ્રાણપતી સાથ હું સુતી પલંગે,
આલીંગન દઈ લઈ શુભ રસ ચાખતી;
સુખરૂપ સમસ્ત જહાંનને જાણતી હુંતો,
દુઃખ દીગંતર છે એવું નહીં દાખતી;
ગયા પ્રાણપતી તે દિવસથી ઉદાશ અતી,
વિયોગે પડેલાં દુઃખો સરવ હું સાંખતી;
પ્રથમથી જાણ્યો હોત વિરહ વિકટ આવો,
તો ઝાલીને હાથ પ્રાણનાથને હું રાખતી. ૭૭

### સવૈયા

આવિ ચડાઈ કરે ચપળા, અબળા મુજને ગણિ નાહક આજે;
ચંદ ખદ્યોત તણાં ખળતા કરિ, જો ચમકે તન દાહક આજે.
શબ્દ કરે ચડિ આમ્રલતા, અરિ કોકિલ જીવનિ ગ્રાહક આજે;
[4]અભ્ર વિષે ફરિને અકળામણ, દે સખિ દુષ્ટ બલાહક આજે. ૭૮

### વસંતતિલકા છંદ.

વારી નિસંગ વસિ શીતલ અંગ રાખે,
પુષ્પે ભરેલ નવ વૃક્ષ ઉખેડિ નાખે;
ઉડાડતો અધિક કેતકિની [5]પરાગ,
દેછે બયાર દુઃખિ વીરહિ ઉર દાગ. ૭૯
ઝૂમી પડે જમિન વારિ વિશેષ ધારી,
માતા કરે મધુર ગાઢ ધ્વની ઉચારી;

---

૧ વસ્ત્ર. ૨ રૂવાટાંની પંગતી. ૩ પેટે ત્રણ વાટા પડેછે તે. ૪ આકાશ ૫ પુષ્પમાં પડેલી ધુળ.

વીંધ્યાટવી અટન આનંદથી કરે છે,
અંબૂદ તાપ સખિ ગ્રીષમનો હરેછે. ૮૦

માલિનિ છંદ.

બરહિ પપિહ કેરાં, પ્રાણનો બંધુ પ્યારો;
તરૂગણ લતિકાને, [1]જીવનો આપનારો;
સરવ પુરૂષ સ્ત્રીનાં, સૂખનો સિંધ આવ્યો;
પતિ વિણ સખિ વર્ષા, વ્યર્થ મેંતો વિતાવ્યો. ૮૧

—⁂—

# ઇતિ વર્ષા.

## શરદ વર્ણન.

શાર્દુલ વિક્રડિત છંદ.

આંધા માસ વિતાઉં નાથ વિણ હું, પીડા બહુ પામિને;
વ્યાકૂલી થઇછું વિશેષ સજની, શોકાબ્ધિમાં જામિને;
આવી શર્દ રૂતુ તથાપિ દિલમાં, નાવી દયા સ્વામિને;
આ બેઠી ગૃહમાં અભાગિ અબળા, વીનોદને વામિને. ૧

વસંતતિલકા છંદ "રૂપક ઉપમા સંસૃષ્ટી"

અંબૂજ આસ્ય શુભ [2]કાશ પટેથી શોભે,
હંસો [3]રવોનુપુર નાદથિ દીલ લોભે;
[4]શાળી સુ [5]ગાત્ર મહિ પાતળિ [6]રમ્ય તેવી,
શોભે સખી શરદ નારિ નવોઢ જેવી. ૨

મનહર છંદ.

અભ્ર થયું અમળ વિમળ [7]હીમકર જ્યોતી,[8]
ખંજનની આલીઓ અવનીમાં અપાર છે;
સર સરીતાઓનાં તરંગ થયા સ્વસ્છ અતી,
અંબરમાં ઉગીયો [9]અગસ્ત સુખકાર છે;

---

૧ પાણી. ૨ એક જાતનું ઘાંસ (કાસડા). ૩ શબ્દો. ૪ અનાજના સાંઠા. ૫ શરીર. ૬ મનોહર. ૭ ચંદ્ર. ૮ કાન્તી. ૯ અગસ્તનો તારો.

જહાં તહાં પથિક પ્રવાસે ચાલ્યા ચારે કોર,
[1]દંપતીઓ માંહી દરશાણો પુરો પ્યાર છે;
સોચ તણા સાગરમાં ડુબતી દેખાઉં સખી,
બચવાંની બારી નથી દુર ભરથાર છે. ૩

વસંતતિલકા છંદ. "દ્વીતીયદીપક"

રાત્રી શશીથિ મહિ કાશ તણા નિકુંજે,
હંસોથિ પાણિ નદિના સર કંજ પુંજે;
પુષ્પોથિ [2]સાતવણના વનના પ્રદેશ,
બાગો બન્યા [3]ધવલ માલતિથી વિશેષ. ૪

સવૈયા.

અંબર સ્વચ્છ ધરી તન ઉર, દંપતિ પુષ્ય વિલાસ કરેછે;
રાસ કરે પરિ હાસ કરે, પરિપૂરણ પ્યાર પ્રકાશ કરે છે;
હાથ ગ્રહી પતિ સાથ રહી, રમતાં સુખ સીંધુ નિવાસ કરે છે;
આશ કરે સુ હુલાસ ધરે, વિરહી જન પુષ્ય ઉદાશ કરે છે. ૫

માલિની છંદ. "ઉત્પ્રેક્ષા"

[4]સફરિ ચપળ [5]ચારૂ, [6]મૂરેચી [7]જાલ કેરી,
[8]ખગ તણિ શુભ આલી, મુક્ત માળા વિખેરી;
[9]પુલિન સુભગ શોભે, પુષ્ટ નીતંબ લે'રી,
વિચરતિ નદિ જાણે, મદ્ય પીધેલ [10]મેરી. ૬

મનહર છંદ.

દીપ દાન દેવાને દીવાળીનું ચડાવે સહુ,
પાસે બેઠી દંપતી હયામાં હરખાય છે;
વેશ્યા ગણો રસીક રીઝાવવા ધરી શૃંગાર,
[11]રાગ વરસાવે શુભ [12]રાગ મુખ ગાય છે;
બાગમાં બગીચામાં અટારી વાટ ઘાટ માંહી,

---

૧ સ્ત્રિ પુરૂષના જોડલાં. ૨ એક જાતની વનસ્પતી. ૩ ધોળાં. ૪ માછલી. ૫ મનોહર. ૬ ઘુઘરી. ૭ કટીમેખલા (કેડે બાંધવાનો કટિ દોરો). ૮ પક્ષી. ૯ કાંઠો. ૧૦ દારૂ પીધેલી સ્ત્રી. ૧૧ ગાવાનો. ૧૨ પ્યાર.

ગૃહોમાં રૂપાળી દીપમાળાઓ દેખાય છે;
વિના પ્રાણપતી બેન પીડે[1] દ્વિજ રાજ અતી,
વિનોદની રજની વિષાદમાં વિતાય છે. ૭

**વસંતતિલકાછંદ.**

છે ક્યાંઈ [2]કંબુ સમ ગૌર [3]મ્રણાલ જેવા,
વારી વિહીન વિચરે વળી મંદ તેવાં;
અંબૂદ [4]બ્રત્સ સમ આજ અનૂસરે છે,
આકાશ ભૂપથિ ડરી [5]ચમરી કરે છે. ૮

**સવૈયા.**

વારિ તણો ઉનમાદ ગયો, મમ ઉર તણો ઉનમાદ ગયો નહિ;
અંબર ચંદ્ર થયો અતિ નીર્મલ, નીર્મલ આ મુખ ચંદ્ર થયો નહિં;
ચાતક પીય ઉચાર તજ્યો, મમ કંઠ તથાપિ ઉચાર તજ્યો નહિં;
અંબર મેઘ ભજ્યો નિવૃતી,પણ અંબક મેઘનિવૃતિ ભજ્યો નહિં.૯

**વસંતતિલકાછંદ.**

ધૂંટેલ અંજન સમાન અકાશ આજે,
[6]બંધૂક પુષ્પ મય ભાગ જમીન નાજે;
પાકેલ ધાન્ય ભરે ક્ષેત્ર જણાય જે આ,
ક્યાં ન્યૂન કામ ભરતાં ઉર માંહિ તે આ. ૧૦

**મનહર છંદ.**

ફુલ્યા આસપાસ કાશ સર સરીતાને તીર,
રહીન નિશાની ક્યાંઈ મહીમાં [7]ગરદની;
ગુંજતા કમળ દળ ઉપરે મધુપ પુંજ,
વાધી વેદના વિશેષ [8]રતીના મરદની;
પ્યારી સખી પતિ વીના પીડાઉં પરમ હું તો,
કોને કહું વાત મારા દીલના દરદની;
હળદી સમાન તન [9]જરદી પકડી બેઠું,
[10]ગરદ કરે છે મને ચાંદની શરદની. ૧૧

---

૧ ચંદ્ર. ૨ શંખ. ૩ કમળડાંડી. ૪ શેવક. ૫ ચામર. ૬ બપોરીયો. ૭ ગરદી. ૮ કામદેવની. ૯ પીળાશ. ૧૦ લોટપોટ.

**વસંતતિલકા છંદ.**

ધીરા સમીર થકિ ડોલતિ ચારૂ ડાળી,
ઝૂમી રહી કુસૂમ ભારથિ પત્ર આળી;
માતા [1]દ્વિરેફ [2]મધુપાન કરી કરે છે,
આ વૃક્ષ યુથ્થ સખિ ક્લેશ ઉરે ભરે છે. ૧૨

**સવૈયા.**

પ્રીતમ જે દિ ગયા પરદેશ, વિશેષ કલેશ ઉરે ભરિ લાવી;
આવિશ કાલ કહ્યું પતિએ, સુણિ વાત રહી હું ઉચાટ સમાવી;
ક્રૂર કરી ઉર દૂર જશે પતિ, જો હત આગળથી સુધિ આવી;
તો સરવે ઉપચાર તજી કરિ, ગાત *મલાર હું બીન બજાવી. ૧૩

**વસંતતિલકા છંદ. "રૂપક ઉપમા સંસૃષ્ટી"**

તારા ગણો નવિન ભૂષણ કંઠ ધારે,
જો અભ્ર મૂગ્ત શશિ આસ્ય પ્રકાશ મારે;
[3]આભા તણા [4]વસન ધારતિ પૂર્ણ પ્યારે,
નારી નવોઢ સમ વાધતિ શર્દ આરે. ૧૪

**મનહર છંદ.**

મંદ મંદ હાસ્ય ચંદ્ર જ્યોતીમાં પ્રકાશ થયું,
કુંદમાં દેખાણી આલી [5]દસન રસાલની ;
ખંજન પ્રકાસ્યાં મનરંજન નયન જેવાં,
હસ્તા કૃતી લાગે મને કમળ વિશાલની;
ભ્રમર સમુહ ગુંજ મંજુલ ઉચ્ચાર કરે,
હંસી હંસ યુથ્થમાં કળાણી કળા ચાલની;
આવીને શરદ બેન દરદ વધારો કરે,
મરેલીને મારે પરી શોભા ભરથારની. ૧૫

**વસંતતિલકા છંદ.**

[6]કાકોનિ [7]ચંચુ થકિ ખંડિત છે તરંગ,

---

૧ ભમરાઓ. ૨ પુષ્પરસ. * મલાર ગાવાથી વરસાત આવે જેથી ન જઇ શકે વાસ્તે. ૩ કાન્તી. ૪ લુગડાં. ૫ દાંત. ૬ કાગડાઓ. ૭ ચાંચ.

બેઠા પુલીન બહુ હંસ ધરી ઉમંગ;
ફેલાય [1]પદ્મ થકિ પુંજ પરાગ નાયે,
જો આ [2]સરી ઉર હરી સખિ મૂંજ જાયે. ૧૬

**મનહર છંદ "રૂપક પર્યસ્ત પન્હુતી સંસૃષ્ટી"**

ઉડગણ ભૂષણ અપાર ધાર્યાં અંગો અંગ,
[3]મયુખ વસન મનહર તન ધારતી;
[4]કુમુદાવળી દસન ચાહ ધરી ચમકાવે,
હીમકર વદનની આભાને પ્રસારતી;
માલતી સુગંધે ભરી સાલતી વિયોગીઓને,
ચાલતી ન લેશ [5]કામ મંત્રને ઉચ્ચારતી;
શરદ [6]વિભાવરી ન હોય બની બાવરી હું,
જગત વિચારી મારી શોક્ય વેર વાળતી. ૧૭

**વસંતતિલકા છંદ. "વ્યાઘાત"**

ચન્દ્ર પ્રિય હૃદય હારિ સુકાંતિ વાળો,
વારી તણા શિતળ [7]સીકર પાડનારો;
સંયોગિ નારિ નરના સુખ પાળનારો,
જો એજ ચંદ્ર બનતો ઉર બાળનારો. ૧૮

**સવૈયા.**

મૌન્ય ધરી નભ મંડલમાં, ફરતો સહુ સુખ અભાવ કરીને;
અંબર ત્યાગ કર્યાં તનથી, અતિ ઉજ્વળ [8]ભૂતિ શરીર ભરીને;
યોગ તણો વિરહી જનને, ઉપદેશ કરે બહુ દેશ ફરીને,
જો સખિ ચંદ વિશે વિચરે, નિત્ય [9]નીરદ આ [10]યતિ વેશ ધરીને. ૧૯

**વસંતતિલકા છંદ.**

કંપાવતો કણ ભરેલ નમેલ સાંઠા,
ઝૂકાવતો કુસુમ ગુચ્છ સમેત શાખા;
ખીલેલ કંજ બહુ પુંજ નચાવિ છોડે,
શત્રુ બની શરદ વાયુ હમેશ દોડે. ૨૦

---

૧ કમળ. ૨ નદી. ૩ કીરણ. ૪ ચંદ્રવીકાશી કમળની હાર. ૫ કામદેવનો મંત્ર. ૬ રાત્રી. ૭ બિન્દુ. ૮ વિભુતી. ૯ મેઘ. ૧૦ સન્યાશી.

સવૈયા.

સ્વચ્છ મયૂખ પ્રસારિ રહિ, [1]હિમઅંસુ થકી અતિ અમ્રત આવી;
શ્વેત પણું દરશાવતિ પુષ્કળ, કોટિ કુમૂદનિ પુંજ ખીલાવી;
હર્ષ ચકોર ઉરે ભરતી, હરતી દુઃખ સર્વ વિષાદ સમાવી;
સાહક આવિ રહી જિવની, તન દાહક શર્દ નિશા સખિ આવી. ૨૧

વસંતતિલકા છંદ.

[2]કેળી કરે અધિક દંપતિઓ [3]મરાલ,
વીકાશ પામિ જલનાં કમળો વિશાલ;
ચાલે પ્રભાત પવને વળિ [4]વીચિ માલ,
આ [5]તાલ મૂજ ઉર ઉત્પનકાર સાલ. ૨૨

મનહર છંદ.

ચંદ્રના પ્રકાશ માંહી ચંદ્ર મુખી હાસ્ય માંહી,
અવની આકાશ માંહી અવિલોકી આવણી;
સરીતા તળાવ માંહી [6]ઇંદીવરમાળ માંહી,
[7]ચંચરીક જાળ માંહી ભરી મન ભાવણી;
કદંબની ડાળ માંહી માલતિ વિશાળ માંહી,
વન વાટીકામાં ફુલી સો ગુણી સોહામણી;
કામના તરંગ માંહી અબળાના અંગ માંહી,
આવિ જો શરદ એની વીરહી સતાવણી. ૨૩

વસંતતિલકા છંદ.

છૂપ્યુ સુરેંદ્ર ધનુ વાદળ કેરિ માંઈ,
વીદ્યૂત નાંહિ ચળકે પણ લેશ ક્યાંઈ;
કંપાવતા ન બક અંબર [8]પક્ષ વાતે,
કેંચૂ નિહાળિ શિખિનાં ઉચરે પ્રભાતે. ૨૪

સવૈયા.

સોળ કળા પ્રગટ્યો શશિ અંબર, સોળ શૃંગાર સજે સહુ નારી;
ગાન ઉચ્ચાર થતા [9]સુરઆલય, દીપક માલ ધરે મુદ ધારી;

---

૧ ચંદ્ર. ૨ રમત. ૩ હંસોના જોડા. ૪ મોજાઓની હાર. ૫ તળાવ. ૬ કમળ. ૭ ભમરો. ૮ પાંખોતે પવને. ૯ દેવમંદીર.

દંપતિ યુગ્થ વિલાસ કરે, રજની દિન પૂરણ પ્યાર પ્રસારી;
હાય રહી દુખણી વિણ નાથ, સખી રતુ શર્દ મહીં સુખ હારી. ૨૫

**વસંતતિલકા છંદ.° "પર્યાય"**

છોડેલ નૃત્ય શિખિ વૃંદ તજી, અનંગ,
જાયે મરાલ તણિ પાસ ધરી ઉમંગ;
ત્યાગી પ્રભા કુટજ અર્જુન [1]સર્જ [2]નીપ,
ધાયે ત્વરાથિ સખિ સાલવણા સમીપ. ૨૬

**મનહર છંદ.**

કરેછે તૈયારીઓ વિલાસી રતી રાસ તણી,
માલતી મલ્લીકા ભર્યા ઉજ્વળ આગારમાં;
આનંદ ધરીને કરે અતરના લેપ અંગે,
અનંગ વધારો કરે અતી [3]અભી સારમાં;
આલીંગન આપતાં પતી પ્રીયાનાં પરસ્પર,
પડે પ્રતિબિંબ રૂડા હીરાઓના હારમાં;
શૃંગારનું સુખ એવું શરદમાં ખોઈ બેઠી,
અભાગણી ઉલટી સો સાણી હું શૃંગારમાં. ૨૭

**વસંતતિલકા છંદ.**

[4]શેફાલિકા કુસુમથી બહુ રમ્ય લાગે,
શબ્દાયમાન અતિ [5]અંડજ યુથ્થ રાગે;
શોભે સુપત્ર [6]મૃગ શાવકનેત્ર જેવા,
પ્યારા વિના ગતિ કરે વન પ્રાણ લેવા. ૨૮

**સવૈયા.**

સુંદર ચોક પરે ચતુરાઇથિ, ચાંદનિ બાંધિ અગાર સુહાવ્યાં;
શ્વેત બિછાત બનાવિ કરી, વર પૂષ્પ પલંગ ધર્યા મન ભાવ્યા;
દંપતિ યુથ્ય અનંગ પ્રસારક, ભૂષણ વસ્ત્ર ભલાં તન લાવ્યાં;
શર્દનિ ચાંદનિ ચંદ્રમુખી મુખ, એક થઇ વિરહી તન તાવ્યાં. ૨૯

---

૧ સાયલાનું ઝાડ. ૨ કલંબનું ઝાડ. ૩ રતી. ૪ એક જાતનું ફુલ ઝાડ. ૫ પક્ષી. ૬ મૃગનું બચ્ચું.

વસંતતિલકા છંદ.

[1]કલ્હારને કુસુમ કંજ તણાં હલાવે,
ધીરે થકી ગતિ કરી સુ પરાગ લાવે;
પત્રે પડેલ [2]હિમવારિ વિખેરિ નાંખે,
બેની બયાર દુઃખમાં નહિ ખામિ રાખે. ૩૦

મનહર છંદ.

લીપ્યાં અબરખથી અગાર ઉજળાં બનાવ્યાં,
ચીત્રોથી ચીત્રીત કર્યાં વિચિત્ર પ્રકારનાં
માલતી લતાઓથી છવાયેલાં દેખાય છજાં,
સુગંધ ભભુકે ભર્યાં ભુવન વિહારનાં;
આવે મનરંજન શ્રુતીમાં ઘોસ ગાયનનાં,
પડે પ્રતિધ્વની [3]ગૃહમરાલ ઉચ્ચારનાં;
કામાઓનાં કંકણ ખણેણે રાસ મંડળમાં;
મુજ ઉરે તરંગ વધે વિશેષ [4]મારનાં. ૩૧

વસંતતિલકા છંદ.

તૈયાર ધાન્ય ઢગ ક્ષેત્ર મહી કરે છે,
નિશ્ચીંત ઘાસ બહુ [5]ગોકુલ જ્યાં ચરે છે;
શબ્દાયમાન બહુ સારસ હંસ નાદે,
શીમો વિલોકિ મરતી સખિ હું વિષાદે. ૩૨

મનહર છંદ. "મિલિત"

અંબર અવનિ અંબુ આલય વિટપ ગીરી,
તદ્રુપ દેખાય પરખાય ન પરખથી;
દેખ સખી દશે દિશા શ્વેત રંગ ધરી બેઠી,
પૂરણ પ્રકાશ કરે અતી અબરખથી;
ચમકી ચમકી [6]ચંદ્રકાંત ચમકાવે ચિત્ત,
થાઉંછું નિરાશ હારી હૈયાના હરખથી;
વિના પ્રાણપતિ દીએ શરદ વિપતિ અતી,

---

૧ એકનું વૃક્ષ. ૨ બરફનું પાણી. ૩ ઘરમાં પાળેલા હંસ. ૪ કામદેવના. ૫ ગાયોના ટોળા. ૬ એક જાતનો મણી.

લીપતી ધરાં જે ધાતી ચાંદીના વરકથી. ૩૩

**વસંતતિલકા છંદ.**

હંસે હરી લલિત નારિ• તણી ગતીને,
પદ્મે હરી સુભગ આસ્ય તણી દ્યુતીને;
[1]રક્તાબ્જ કાંતિ હરતાં [2]મદિરાક્ષ કેરી,
વારી તરંગ હરતા [3]ભ્રુ વિલાસ વેરી. ૩૪

**મનહર છંદ.**

[4]કલાપીઓ થઈ બેઠા કૃપણ ઉચ્ચાર તણા,
ચાતક આતક દશા ભોગવે પ્રમાદની;
[5]પંક તણો [6]અંક ન પેખાય ભુમી મંડળમાં,
સરીતાએ છોડી ગતિ વારી ઉનમાદની;
પ્રવાસી તમામ ગૃહવાસી થઈ બેઠા બેન,
વાલા વિના રજની વિતાવું હું વિષાદની;
જળપર થળપર ઉજ્વળ અગાર પર,
ચાંદી જેવી ચમકે જે શરદની ચાંદની. ૩૫

**ગીતી છંદ.**

પૂષ્પ ભારથી નમતી,
[7]સપત્ર લતિકા શ્યામ વર્ણ ભાગે;
[8]અશોક સુમને સુંદર,
[9]કુંદ લતીકા દુઃખ દાયક લાગે: ૩૬

**સવૈયા.**

[10]રાજી રેસીક તણી લુટતી રસ, [11]રાજીવનો ભ્રમરો રસ લૂટે;
માલતિ પુંજયિ કુંજ મહીં, [12]મકરંદ પ્રવાહ અતીશય છૂટે;
ખંજન કૂળ મુદીત થયાં, મનરંજન કેકિ કુતોહળ તૂટે;
શર્દ વધારતિ દર્દ ઉરે સખિ, સત્ય કહૂ મમ નાથ વિખૂટે. ૩૭

**વંશસ્થ છંદ.**

કચે રૂડી કુંદનિ માલ ધારિને,
કુસૂમથી ભૂજલતા શૃંગારિને;

---

૧ રાતાં કમળ. ૨ દારૂના નીશાથી ભરેલી આંખો. ૩ ભ્રકુટી. ૪ મોર. ૫ કાદવ. ૬ ચીન્હ. ૭ પાંદડાવાલી. ૮ આશોકનું વૃક્ષ. ૯ ડોલર. ૧૦ પંગતી. ૧૧ કમળ. ૧૨ પુષ્પરસ.

શુતી પરે કુંડલ પુષ્પનાં ધરી,
વિલાસ વાસે બહુ વામ વીચરી. ૩૮

**સવૈયા.**

તાપ ચકોર તણા દળિને, સુ કુમૃદ કળીપર કીર્ણ પ્રસારે;
[1]મૃદિત વૃક્ષ તણી અવળી કરિ, સ્વેત [2]દિગંત કરી [3]તમ મારે;
[4]અંબુધિ વારિ અમીત કરી, સુમુદીત કરે જનનાં ચિત્ ભારે;
શોક ભરે અતિ [5]કોક ઉરે, સખિ શર્દ શશી વિરહી તન બાળે. ૩૯

**ગીતી છંદ.**

ચંદન રસે ભીંજાવી
હાર રૂપાળા ઉર ઉપર ધારે;
નિતંબ રસના ધરતી,
વિલાસ વખતે બહુ નારી પ્યારે. ૪૦

**સવૈયા.**

આલય શ્વેત ગિરી સમ ઉજ્વળ, ભૂતળ પારદથી ભર્યું જાણે;
તૃળ સમાન તમામ તરૂગણ, અંબુ બન્યું સહુ [6]ક્ષીર પ્રમાણે;
ફૂલિ કુમોદ કળી નિકળી, અવળી સુ ચકોર તણી સુખ માણે;
પ્રાણપતિ વિણ પ્રાણ હરે, સખિ આ શશિ અભ્ર વિશે દુઃખટાણે. ૪૧

**ઉપજાતિ છંદ.**

[7]નિશામણી વાદળથી રહીત,
[8]ઉડુંગણે અભ્ર ભલું ભરીત;
કુમુદનાં પુષ્પ મરાલ વાસે,
[9]જલાશયો રમ્ય અપાર ભાસે. ૪૨

**મનહર છંદ.**

હાર્યાં બળ વાદળ ઘટવા લાગ્યાં નદી નીર,
ચુપ થઈ બેઠો બલાહક બળ તજીને;
સુખે થકી જહાં તહાં મારગ જોવામાં આવે,
વિયોગી વામાઓ હારી પતિ પતિ ભજીને;
પ્રવાસી પુરૂષો તણાં પ્રાણને પીડવા સારૂ,

---

૧ ચીત્રીત. ૨ દિશાઓનો અંત. ૩ અંધારૂ. ૪ સમુદ્ર. ૫ ચક્રવાક પક્ષી. ૬ દુધ. ૭ ચંદ્ર. ૮ તારાઓ. ૯ તળાવો (પાણીના સ્થાનો.)

ધાયો [૧]કુસુમાયુધ કુસુમ શર સજીને;
શરદનું દરદ આ કોને સંભળાવું સખી,
બેઠીછું આવાસમાં તમામ સુખ તજીને. ૪૩

**માલીની છંદ.**

પવન સુમન સંગી, શીતળે મંદવાય,
નિરમલ [૨]જલબંદો. [૩]ગો વિભાગો જણાય;
[૪]વસુમતિ વિણ પંકી, સ્વચ્છ [૫]રસ્મીશશાંક.
વિરહિ જન વિલોકી, ઉર થાયે [૬]સશંક. ૪૪

**મનહર છંદ. "રૂપક ઉત્પ્રેક્ષા સંસૃષ્ટી."**

રંગ રંગ અંબર અંબર તનથી ઉતાર્યા,
ઝીલી નાદ ઝાંઝરના છમકારા છોડીને;
કોકીલા કલાપી ધ્વની કંકણ કરથી તજ્યાં,
દામની દ્યુતી વપુની છોડી મુખ મોડીને;
ઘન ગર્જના રૂપી મદ ભરી વાણી તજી,
મૌન્ય થઇ બેઠી વઇરાગે જીવ જોડીને;
દારાઓનાં દરદ વિલોકી આ શરદ સખી,
જોગણ બની જણાય વિનોદ વખોડીને. ૪૫

**ઉપજાતિ છંદ. "પ્રતીપ"**

પ્રભાતમાં અંબુજ જે પ્રકાશે,
સપોવનાનાં મુખ તુલ્ય ભાસે;
ફિક્કો પડેલો શશિ આશમાન,
વિયોગિ સ્ત્રીના મુખડાં સમાન. ૪૬

**સવૈયા. "સુધા પર્હુતી"**

તાલ [૭]તરંગિણિ ખીંદુ અવે નહિ, અશ્રુ અવે વિરહી દુઃખ દેખી;
હંસિનિ હંસ ઉચ્ચાર નહીં. કરતીજ વિલાપ પ્રિયા ગતિ પેખી;
પંકજ પુંજ નહીં નદિમાં, સખિ વારિ નિવાશિ બની અવરેખી;
આ પરદુઃખ થકી દુઃખણી યતિ, શર્દ સનેહિ હવે ખરિ લેખી. ૪૭

**શાર્દુલ વિક્રિડીત છંદ. "સ્મરણ" પ્રોષિત નાયક"**

જોઇ [૮]અંબુજ શ્યામ નીજ પ્રિયનાં, ચક્ષુ ઉરે આવતાં;

---

૧ કામદેવ. ૨ પાણીના જથ્થાઓ. ૩ દીશાઓના ભાગો. ૪ પ્રથ્વી ૫ કીરણો ચંદ્રની. ૬ સંકાવાળુ. ૭ નદી. ૮ શ્યામ કમળો.

હંસોનાં સ્વર સાંભળી [1]વલયના, નાદો ચિતે લાવતા;
જોઈ બંધુક પુષ્પ નીજ સ્ત્રિયના, ઓષ્ટો દિલે વાસતા;
વીયોગી પુરૂષો સખી શરદમાં, કામે કરી ત્રાસના. ૪૮

મહર છંદ. "કૈત્વા પન્હુતી"

મયુરના વૃંદ આજ મૌન્ય પણું ધારી બેઠા.
ચાતક પીએ ન વારી દુઃખી દીલમાંયછે;
ચકોરીઓ ચીતે દાઝી અનળ આહાર કરે,
ખદ્યોત નિરાશ થૈ પ્રકાશ હીન થાયછે;
દૂંદે નહીં દાદુર ઝીલ્લી નહીં ઝીંગોર કરે,
સુણ સખી કોકીલાની કુક નહીં ક્યાંય છે;
કામાઓના કષ્ટ પેખી કારૂણ્યતા લાવી ઉરે,
મધુ બંધ મીશ જો કમળ વીષ ખાય છે; ૪૯

વસંતતિલકા છંદ;

સ્ત્રીનાં રૂડા વદનમાં શશિની પ્રભાને,
નૂપૂર માંહિ ધરિ હંશ ઉચાર [2]ભાને;
બંધુક કાંતી ધરી કોમળ ઓષ્ટ ધામ,
જાયે સખી શરદ [3]શ્રી કહિ અન્ય ઠામ. ૫૦

સવૈયા.

મૌન્ય રહ્યાથિ મુઆઈ મરૂં, સખિ વાત કર્યે દુઃખ જ્વાળ બળેછે;
પ્રીતનિ રીત વિહીન જનો, સમજે નહિં નાટક કષ્ટ કરે છે;
પ્રાણપતી તણું મૂખ પ્રિયે, મમ પ્રાણ નિરંતર ધ્યાન ધરેછે;
આ ઘરમાં હરતાં ફરતાં, [4]રસના પિય પીય સદા ઉચરે છે. ૫૧

માલિની છંદ.

ભ્રમર સમુહ ચીત્તે, હર્ષને આપનારો;
હિમકર કર માંહી, કાન્તિને થાપનારો;
મનહર [5]મકરંદી, પ્રીતથી પાળનારો,
શરદ પતિ વિનાનો, વીતજ્યો બાળનારો. ૫૨

---

૧ હાથમાં પેરવાની બલોયાં. ૨ કાન્તી. ૩ શોભા. ૪ જીભ.
૫ પુષ્પ.

# ઈતિ શરદ.

## હિંમત વર્ણન.

### શાર્દુલવિક્રિડિત છંદ.

હાલી ઉડિ હિમત હાનિ કરતી, હૈયા તણી હામમાં;
લાવી શીત સમીર સાથ મુજને, ધ્રુજાવતી ધામમાં;
સૂની જોઈ સયા દયા ન ધરતી, પ્રેરે મતી કામમાં;
આપે ક્લેશ હમેશ લેશ સુખનાં, આલી અહો[1] જામમાં. ૧

### ઉપજાતિ છંદ.

કરે નવાં પલ્લવ યુક્ત ધ્રાસ,
પમાડતી [2]લોધ્ર તરૂ પ્રકાશ;
સુકાવતી પદ્મ સમૂહ ખાસ,
હિમંત આવી કરતી ઉદાશ. ૨

### ગીતી છંદ. "રૂપક"

પર્ક્વ ઈક્ષુદંડોના,[3]
અપાર ધનુ કરમાં ધરિને ધાયે;
[4]પાલા બાણ પણછથી,
વિયોગિનાં અંતર ભેદિ જાયે. ૩

### મનહર છંદ.

લઘુ થયો દીવસ દીરઘ રજની દેખાય,
ભામનીઓ [5]જામની વિતાવતી એકાંતમાં;
[6]સાટિનનાં સુરખ[7] બીછાનાથી બીછાવી સેજ,
કરતી ક્રીડાઓ દુઃખ દેખે ન [8]દીગંતમાં;
આલીંગન ચુંબનના શ્રમથી પ્રસ્વેદ છુટે,
તલભાર તેવડે ન ટાઢ રહી તંતમાં;
નહીં આવે કાન્ત જો આ વખત વિચારી સખી.
આવશે જરૂર મારો અંતતો હીમંતમાં. ૪

### ઉપજાતિ છંદ.

[9]પિનસ્તનીયો [10]સ્તનભાર માંયે,

---

૧ દરેક પહોરમાં. ૨ એક જાતનું ઝાડ. ૩ શેરડીના સાંઠા. ૪ ટાઢ. ૫ રાત્રી. ૬ એકજાતનું રેશમી કપડું. ૭ લાલ. ૮ દીશાઓનો અંત. ૯ પુષ્ટ સ્તનવાળીયો. ૧૦ છાતીનો ભાગ.

કરે નહીં કુમ કુમ લેપ ક્યાંયે;
[1]કપોલ [2]કપૂરિ નહીં ધરાયે,
રચે નહિ [3]કૂંદનિ દામ [4]કાયે. ૫

**સવૈયા.**

સહુ લોક અપાર કલોલ કરે, અતિ કોક તણે ઉર શોક ભરે;
વળિ દુષ્ટ [5]કલાનિધિ દીનપરે, અતિ શીતળ [6]અંસુ ધરી વિચરે;
સુખ લે બહુ નાથ સંયોગિ સ્ત્રિયો, પતિ [7]અંક મહી રહિ [8]કેળિ કરે;
દુઃખ દેખું દશે દિશમાં સજની, વિણ નાથ હિમંત હિમત કરે. ૬

**ઉપજાતિ છંદ.**

અમીર લોકો [9]પશમીન ધારે,
ઝિણાં સહુ અંબરને ઉતારે;
પરસ્પરે અત્તર લેપતાંરે,
વિયોગિનિ શત્રુ હિમંત આરે. ૭

**શાર્દુલ વિક્રિડિત છંદ.**

જોઉં [10]હર્મ્ય ચડી હરોજ સજની, દેખાય શોભા ભલી;
મોટાં યુથ [11]મૃગાંકના રખડતાં, ધાન્યોથિ પૃથ્વી છલી;
થાયે શબ્દ અપાર [12]ક્રૌંચ ખગના, સંતાઉ એ સાંભળી;
ના દેખું મમ નાથ રાહ પળતા, મુર્છિત થાઉં બળી. ૮

**મનહર છંદ. "પ્રૌઢાનુ સુરત"**

પવનનું ગવન ન થાય એવા ભુવનમાં,
રમે મસ્ત માનીનીઓ સ્નેહે પતી સંગમાં;
અગરનાં ધુપ મૃગ[13]મદના સુગંધવડે,
કરતી વધારો પરાપૂરણ અનંગમાં;
વારે વારે ઢાંકતી વિશાલ વસને નિતંબ,
તોય વસ્ત્રવિણ થતી રતી તણા રંગમાં;
કાન્ત તણું સુખ આ હિમંતમાં હું હારી બેઠી,
સાચું કહું સજની લાગેછે આગ અંગમાં. ૯

---

૧ લમણા. ૨ કપુર. ૩ ડોલર. ૪ શરીરે. ૫ ચંદ્ર. ૬ કીરણો. ૭ બાથ. ૮ વીષય. ૯ એક જાતનુ ગરમ કપડું. ૧૦ મેડી ૧૧ હરણાં ૧૨ જોડલા પક્ષી. ૧૩ કસ્તુરી.

**ગીતી છંદ.**

કમળ પુંજથી પૂરણ,
કરે ગર્જના મરાલ ઉચ્ચારે;
નીર્મળ જળથી શોભિત,
સખિ સરવર મુજ થરે બાગીને મારે. ૧૦

**વસંતતિલકા છંદ.**

વિલાસિસર્વ વનિતા વશિ નાથ સાથે,
ધારે નકુંજ વલયો શુભ ભાજુ હાથે;
ઢાંકે ઉરોજ ઘનજે મસળેલ નાથે,
નાખે સુ [1]ક્ષૌમ્ય પટ પુષ્ટ નિતંબ માથે. ૧૧

**ઉપજાતિ છંદ. "નવોઢા"**

હીરા અને મૌક્તિ હાર ભાર,
[2]મુગ્ધા વધૂઓ ન કરે સ્વીકાર;
[3]દ્રાક્ષા સવે મસ્ત બનેલ તાર,
કેળી વિશે તોય કરે નકાર. ૧૨

**મનહર છંદ.**

છવાણી હિમંત વાત તંતની થઇછે સખી,
નહીં આવે કાન્ત તો પ્રાણાંત અંતે આવશે;
મદનના દળથી ઘેરાએલો લેવાને ગઢ,
વીલાસના વાવટાઓ ક્યારે ફરકાવશે;
અત્તર તંબોલ તેલ તુલ તણા તુંગે સજી,
ગરમ સયાને ક્યારે આવીને શોભાવશે;
પ્યારી પ્યારી કહી પરીયંકમાં પરાણે પાડી,
ક્યારે [4]પરીરંભણમાં પ્યાર પ્રસરાવશે. ૧૩

**ગીતી છંદ. "સુરતાંત"**

રતિના શ્રમે શ્રમિત થૈ,
મંદ ગવન કરતી જો બહુ બાળ;

---

૧ ઉનનું લુગડું. ૨ મુગ્ધાવસ્થાવાળી સ્ત્રીયો. ૩ દ્રાક્ષનો દારૂ. ૪ આલીંગનમાં.

[1]કુચ [2]વિગલિત જો તેનાં,
[3]દશનાંકિત જો કપોલ વીશાળ. ૧૪
અહા સખી સુખ આવું,
પામીશ ક્યારે સુભાગીણી થઇને;
આ મમ [*]અમુલ્ય કાયા,
પ્રાણપતિને અરપણ કરી દઇને. ૧૫

**સવૈયા.**

કંજ તમામ ગયાં કરમાઇ, નિકુંજ નિમંજરિઓ મુરઝાઇ;
મૌન્યપણું ધરતા મધુઓ, મકરંદ વિનાશથી જાણી જુદાઈ;
[4]પત્રિ પ્રકાશ ન પામિ શકે, સહુ [5]પત્રિ મરે હિમથી અકુલાઈ;
આવિ હિમંત તથાપિ સખી, મમ કાન્ત તણી નહિ આવિ વધાઈ. ૧૬

**ઉપજાતિ છંદ.**

મુગ્ધા સ્ત્રિયોનાં સ્તન [6]જંઘ આગે,
ભરાઇ એસે શિત કાલ [7]રાગે;
થતાં [8]રતી ભીતિ ધરીજ ભાગે,
વિયોગિને અંગ હમેશ લાગે. ૧૭

**ગીતી છંદ. "ગમ્યોત્પ્રેક્ષા"**

હિમ મારૂતથી હલતી,
વારંવાર [9]પ્રિયંગુલતા પ્યારી;
પ્રતિદિન પીળી પડતી,
વિરહી જનોના વીયોગ ઉર ધારી. ૧૮

**મનહર છંદ. " સંદેહ "**

તૂળશીના વૃંદથી સુ શોભિત શરીર એષ્ટ,
અનંગના રંગનો ઉમંગ જેને હાથ છે;
પોતાની મોટાઇથી કરેછે [10]મીત્ર તેજમંદ,
રજનીનું રમણ સદાય રાખ્યું સાથછે;

---

૧ ગોટલાઓ. ૨ વીંખાઇ ગયેલા. ૩ દાંતથી ચીન્હિત. ૪ વ્રક્ષ. ૫ પક્ષી. ૬ કેડ નીચેનો ભાગ. ૭ પ્રીતીથી. ૮ વિષય. ૯ એકજાતની વેલી. ૧૦ સુર્ય.

[1]ગુંજા તણા પુંજથી [2]અલંકૃતછે અંગ ભાગ,
શીતળ સ્વભાવ મોર પીંછ ધર્યાં માથ છે;
વાલાના વિયોગ તણી વિપત્તીમાં ભૂલી ભાન,
સખી આ હિમંત કે રૂમાળા રમા નાથ છે. ૧૯

ઉપજાતિ છંદ. "પ્રૌઢા"

કસ્તુરિનાં તીલક ભાલ ધારી,
કર્પૂરના લેપ ધરે વિસારી;
[3]વિલાસ આગાર દિપાવનારી,
રમે પતી સંગ અપાર પ્યારી. ૨૦
[4]પુષ્પા સવે મસ્ત બની પ્રિયાઓ,
સુગંધથી ધૂપતિ ચોટલાઓ;
કરે રતી વજ્ઞ હજાર હાવો,
અરે ન લીધો સખિ એહ લાવો. ૨૧

માલિની છંદ. "નવોઢાસુરતાંત"

નવ વધુ[5] તણિ કેળી, જે થઈ સંગ પ્યારા,
સરવ પ્રતિત થાયે, તે તણે અંગ દ્વારા;
અધર [6]ક્ષત થયાથી, બોલતી મંદ વાણી,
[7]ઉરજ ક્ષત ભર્યાં જો, ઢાંકતી શર્મ આણી. ૨૨

મનહર છંદ.

શૌર્યવાન શુર તણું ટાળે મગરૂર પણું,
પાવક રમકડાંઓ વેચે સહુ જનમાં;
બયારના મારથી ભુલાવતી શરીર સુધી,
કંપેછે જગત જેનો ભય ધારી મનમાં;
લાગે કાળી રાત કાળા કાળ જેવી કષ્ટકારી,
વીરહી વામાઓ દાઝે વીયોગ અગનમાં;
આવે આજ કાલજો પતીતો રહે લાજ સખી,
હજીતો હિમંત રૂતુ બાળક છે તનમાં. ૨૩

---

૧ ચણોઠી. ૨ સણગારેલા. ૩ વિષયગૃહ. ૪ પુષ્પના દારૂથી. ૫ નવી સ્ત્રી. ૬ ઘા. ૭ સ્તન.

**સવૈયા "સુધા પન્હુતી"**

કંજ સમૂહ સુકાય નહીં, સહુ સૂખ સુકાય વિયોગિ તણાંજો;
શીત [1]અમીત નથી પડતી, પણ ભીતિ પડે બમણી હમણાંજો;
કોચ ઉચ્ચાર નથી સજની, ઉર વેધક વેરિ ઉચાર ઘણાંજો;
હાય ન કાળ હિમંત હશે,• વિકરાળ સમાજ પીસાચ તણાંજે. ૨૮

**માલિની છંદ. "મુગ્ધાનુસુરતાંત"**

સુરજ ઉદય થાતાં, કેળિ થાકે [2]થકીને,
દરપણ મુખ રાખે, મુગ્ધ વામા [3]તકીને;
અધર [4]વ્યથિત જોતી, ભૂજથી ઉચકીને,
કુચ નખ ક્ષત વાળાં, દાખતી જો છકીને ૨૫

**મનહર છંદ. "પ્રૌઢાનુ સુરતાંત"**

કેટલીક કામાઓ કરીને ક્રીડા કાન્ત સંગ,
પડી પરીયંકમાં પ્રસારી નિજ રૂપને;
વીખાએલા વાળ જઇ કરીને વીટાઈ રહ્યા,
તુટી મુક્ત [5]માંગ ઢાંકે ઉરજ અનુપને,
કંચુકી ચોરાઈ કસ તુટી નીવી[6] છુટી પડી,
જાણે કરી યુદ્ધ માર્યો મદન મહીપને;
[7]મીત્રકર પરશે તદપી નહીં જાગે જરા,
સખી હું ન પામી એવા ઉત્તમ સ્વરૂપને. ૨૭

**સવૈયા.**

સૂખ સંયોગિ ઉરે ભરતો, પરિપૂરણ પાર ભરે અબળાને;
ચંદ્ર તણી ઉનતી કરતો, બહુ ક્ષીણ કરે નિત સૂર કળાને;
વારિજ વૃંદ ઉદાસિ કરે, સુખ રાશિ બને પુરૂષો સબળાને;
આલિ હિમંત અન્યાઈ ખરો, દુઃખ દુર્ઘટ દે વિરહી નબળાને. ૨૭

**ઉપજાતિ છંદ.**

ઉચાં અને ગાઢ ઉરોજ વાળી,
લઘૂ કટી પુષ્ટ નિતંબિ બાળી;

---

૧ અપાર. ૨ થાકીને. ૩ તાકીને. ૪ છેદાયલા. ૫ લર. ૬ નાડી.
૭ સુર્યના. કીરણો.

નિર્માલ્ય જો પુષ્પ નિકામ ન્યાળી,
ઉતારિને અન્ય ધરે રૂપાળી, ૨૮

**શાર્દુલ વિક્રિડીત છંદ. "મધ્યા"**

પ્રીતેથી પરિયંકમાં પરવસે, કે એ પડી કામની;
પાસે આવિ પતી કહે કર ગ્રહી, જાગો ગઈ જામની;
ઉઠે છે અકળાઈ વસ્ત્ર ગૃહતી, ઢાંકે સ્તનો હાથથી;
શોધે કંચુકિ આમ તેમ સુમુખી, શર્માઇને નાથથી. ૨૯

**મનહર છંદ.**

લાગે સુખકર [1]પ્રભાકરના [2]સુકર સખી,
ફેલી ઠામ ઠામ ગતી શીતની દીગંતમાં
રજની રૂપાળી દીન દરીદ્રી જેવો દેખાય,
કામનીઓ ક્રીડા કરે કાન્તથી એકંતમાં;
સૃષ્ટી થઈ થંડી હીમ પવન [3]ઉમંડી વાયે,
ચોગુણી ચપલતા પ્રેરાઈ સંત ચિતમાં;
આટલા દિવસ પતી વીરહે વીતાવ્યા પણ,
હવે જીવ હાની થશે જરૂર હિમંતમાં. ૩૦
જાણીને વિચીત્ર રાજ વરતે જગત આજ,
[4]હિમરાજ અને [5]મનમથ્થની દુહાઈમાં;
સેયા સીંહાસન ચડી વીરહીને દેતા દંડ,
પેખે નહીં પાપ પૂન્ય નીજ પ્રભુતાઇમાં;
જાવક તીલક ગાય નુપુર ગાયક ગાન,
અલક ચમર છાજે વીલાસ વધાઇમાં;
આવી વીપરીત ગતી આજ મેં વિલોકી સખી,
બેઉ રાજા રાજ્ય કરે એકજ [6]રજાઇમાં. ૩૧

**માલિની છંદ.**

અલિ ધણિ અબળાના, કાન્ત કામે ભરાતા,

---

૧ સુર્ય. ૨ સારાં કીરણો. ૩ ચડીને. ૪ શીયાળો. ૫ કામદેવ. ૬ ઓડવાની રજાઈ.

પ્રિય પ્રિય કહી પ્રીતે, ચુંબવા મુખ ધાતા;
બળ કરિ કર ઝાલી, સેજ પ્રત્યે પળાતા,
[1]કુસુમરસ રૂપાળા, પાઈ પી મસ્ત થાતા. ૩૨

ઉપજાતિ છંદ.

વિખાયલાં વાળ રતી ક્રિયામાં.
સંભાળતી શ્યામનિઓ સયામાં;
સુકાયલી માલતિ માલ માથે,
વિલોકતી કૂચ કપોલ હાથે. ૩૩
અરે સખી એહ ગતી ન પામી,
ક્યાં હું રહી ક્યાંય વિદેશ સ્વામી;
સુખી થઈનાં દુઃખ માંહિ જામી,
હિમંત તો નાથ વિના નકામી. ૩૪

મનહર છંદ. "ઉત્પ્રેક્ષા"

નવલ નિકુંજ રસ પુંજ પ્રતિદીન વધે,
ઉત્તમ [2]વિતાન ગાન ઉત્તમ [3]ગાયકનું;
બારી બારણાએ મુખતુલના[4] પડદા પડ્યા,
[5]તુલના બીછાના સુખ સાધતાં નાયકનું;
અત્તર અનુપ મૃગ મદનાં તીલક તાજાં,
ગરમ મસાલા જોર જગમાં જાવકનું;
પાવકની શીખાનો પ્રસંગ પ્રતીદીન સખી,
જાણે મનમથ કરે પૂજન પાવકનું. ૩૫

ઉપજાતિ છંદ.

ઘણી ઝીપો નાથનું ભોગવેલું,
શરીર જોતી ઉઠિ સર્વ પેલું;
ચિરાયલી ચોળી ઉતારિ નાખે,
નવી ધરી ગાઢ ઉરોજ રાખે. ૩૬
ફિક્કા પડેલા અધરો નિહાળી,

---

૧ ગુલાબ આદીના પુષ્પનો દારૂ. ૨ ચંદરવો. ૩ ગાયન ગાનાર.
૪ જાતનું કપડું. ૫ રૂત.

ચાવે નવાં તાંબુલ હર્ષ ધારી;
ઓળાયલી સાડી ધરે ઉતારી,
પ્રીતે થકી પેરતિ અન્ય પ્યારી. ૩૭
સખી ન આવાં સુખ પામિ હું કાં,
દુખાબ્ધિમાં ઉલટિ જામિ હું કાં;
અકારથે આયુશ વામિ હું કાં,
વિલાસિની થાઉં નસ્વામિ સુંકાં. ૩૮

## મનહર છંદ.

થયોછે મહંત સખી હવેતો હિમંત કાળ,
રેશમ રજાઇમાં છપી બેસુંછું છાની હું;
કામ નથી સારતા [1]હમામના [2]દમામ હવે,
રહીછું તમામ તન માંહી દુઃખ માની હું;
અંગીઠી અનલતણી ઉરથી ન આઘી કરૂં,
તોય હીમ ભય થકી પામુંછું બેભાની હું;
શીતળ સમીર બની શર હણતો શરીર,
અન્યનો ન વાંક ગણું નાથની નાથની હું. ૩૯

## સવૈયા.

ખૂબ કરી કરિ સાટિનની શુભ, સેજ રજાઇ સમેત બિછાવી;
ગાઢ સુરાથિ પુરી કરિ પાત્ર, પિયે પ્રમદા પતિ ક્લેશ સમાવી;
ચુંબનમાં પરિરંભણમાં, રતિમાં મદમસ્ત પણું દરશાવી;
આવિ અનૂપ પળો વિણ મેં સખિ, હાય હિમંતનિ કેળિ ગુમાવી. ૪૦

## માલિની છંદ.

રમણિય ગુંણપુંજે, માનિની હર્ષ દાતા,
વિવિધ વસુમતીમાં, ધાન્ય દાતા વિધાતા;
શિતળ પવન વાહી, કૌચનો ગુણ જ્ઞાતા,
બરથ હિમ વિતાવ્યો, નાથ વિદેશ જાતાં. ૪૧

---

૧ હમામખાના. ૨ ડોળ.



## ઇતિ હિમંત.

## શિશીર વર્ણન.

### શાર્દુલ વિક્રિડીત છંદ.

જોતાં વાટ ઉચાટ સાથ સજની, દીનો ઘણા વિતીયા;
આવ્યો અંત નહીં જરાય અવધી, લાવ્યા ન ઉરે દયા;
કાઢ્યા મેં શિવ [1]નેત્ર કાળ બળતાં, વીયોગ કેરે દવે,
કેવાશે નહિં નાથ વીણ મુજથી, શીળે શીશીરે હવે. ૧

### ઉપજાતિ છંદ.

ધાન્યો તણા ક્ષેત્ર ઘણા ખિલાવી,
ઇક્ષુ સમૂહે વસુધા દીપાવી;
ક્રૌંચો તણા નાદ અપાર લાવી,
સતાવણી ઉર શીશીર આવી. ૨

### મનહર છંદ.

વરસતો વ્યોમ થકી બરફતો વરસાત,
સીસકારા કરાવે સમીર લાગી અંગમાં;
મખમલી સેજમાં ઓઢીને દુશાલા વિશાલ,
હરતી કસાલા ધણી કામાપતી સંગમાં;
છાતીથી લગાવે છાતી સુરામદમાતી થઈ,
અંગથી વીંટાતી જાતી રતી તણા રંગમાં;
શિશીરની શીત એને કેમ ભયભીત કરે,
આઠે જામ વીતાવે અપૂરવ ઉમંગમાં. ૩

### વસંતતિલકા છંદ.

બારી વિહીન ઘરઅંદર ઓરડાને,
સેયા વિશે નવિન નારિ [2]સયોવનાને;
ભાનૂ [3]ગભસ્તિ વિણ ધૂમ્રનિ અગ્નિ લાવી,
સેવે તમામ જન આજ સુ વસ્તુ આવી. ૪

### સવૈયા.

શીત સમીર વહે સજની, વળી શીત ભરી જળને થળ માંયે;

---

૧ ત્રણ્ય. ૨ જુવાન સ્ત્રી. ૩ કીરણો.

અંબર શીત શશિ અતિ શીતળ, શીતળ વ્રક્ષ સમાજ જણાયે;
શીતળ ફૂલ દુકૂલ થયાં, પરિયંક સુ શીતળતાયિ છવાયે;
હાય શિશીર કરે ભયભીત, ખચીતન્હવે ચિત્ ચંચલ થાયે.

માલિની છંદ.

શિતળ [1]મલય જાના, લેપ લાગે ન સારા,
[2]હિમકર કર લાગે, કષ્ટને આપનારાં;
શરદ પવનથી તો, ઉરમાં દર્દ થાયે,
ઘડિભર ન સુવાયે, [3]હર્મ્ય પૂંઠે કદાયે. ૬

મનહર છંદ.

ઉત્તમ આગારમાં અનુપ છબી વાળી સેજ,
[4]ચીરાકોથી ચારે કોર [5]ચારૂ જોતી જાગતી;
ગરમ ગલીચા પશમીનના બીછાવી રાખ્યા,
શરમાઇ શીશીરની શીત જ્યાંથી ભાગતી;
કંચન [6]લતાસી ધાતી કામાઓ છુપીને કચ,
વીયોગી સતાવા પતી અનુરાગે [7]પાગતી;
વારે વારે [8]સી કરી વશી કરે પતીનું મન,
ઉઠશો ન આપ એમ કહી ગળે લાગતી. ૭

વંશસ્થ છંદ.

[9]તુષાર પાતે થઇ શીળિ જે રહી,
સશાંક આભાથિ વિશેષતા ગ્રહી;
[10]વિપાંડુ તારા [11]ગણ ભૂષણે ભરી,
તથાપિ રાત્રી દુઃખદ બની [12]અરી. ૮

સવૈયા.

હારિ વિયોગ બથાથિ હતી, વળિ હીમ થકી જડું હારિ વિશેષે;
અંગર જાઇ લપેટિ કરી, પરિયંક પડી રહુંછું શુભ વેશે;

---

૧ ચંદન. ૨ ચંદ્રકીરણ. ૩ અગાશી. ૪ દીવાઓથી. ૫ મનોહર. ૬ સોનાની વેલ જેવી. ૭ ઓળાતી. ૮ સીસકારા. ૯ હીમ. ૧૦ શ્વેત. ૧૧ સમુહ. ૧૨ શત્રુ.

અંતરથી ભુજને અળગી કરિ, રેમ ધરી સજની નહિં લેશે;
આવિ અનૂપ વિલાસ વધારણિ, રાત શિશીરનિ નાથ વિદેશે. ૯

ઉપજાતિ છંદ.

ચાવી બિડી માલ સુગંધિ ધારી,
પુષ્પાસવે આસ્ય સુધારી ભારી;
વીલાસ વાસે પતિ પાસ જાવા,
ઉત્સૂક થૈ સૂખ ન લીધ આવાં. ૧૦

મનહર છંદ.

સ્વચ્છ ચિત્ર શાલાઓ જોતીની જાગે જાગો જહાં,
આસવ ભરેલા પ્યાલા પાતાં ક્યારે પેખશું;
ગરમ ખોરાકી પાસ જળની સરાહી ભરી,
આપતાં લેતાં નવાલા[1] ક્યારે અવરેખશું;
માનને મુકાવા પતી આજીજી કરે અપાર,
[2]સ્વાધીન પતીકાપણું ક્યારે એવું પેખશું;
પ્યારા તણી અંકમાં પ્રીતેથી પરીયંક માંહી,
છુપાઈ સુવાનો દીન ક્યારે દ્રગ [3]દેખશું. ૧૧

માલિની છંદ.

પ્રિયપતિ અપરાધી, જોઇને ક્લેશ વાળાં,
વચન બહુ વદિને, ત્યાગિ સંભોગ શાળા;
દુકુળ ગ્રહિ પ્રિયા કે, વીનવે પાછળેથી,
નહિં સખિ સુખ એવું, લીધું મેં તો [4]કળેથી. ૧૨

ઉપજાતિ છંદ.

[5]આસ્લેશને ચુંબન આપતામાં,
કદી કર્યું ના પતિ સાથ માંમાં;
રહો રહોના રતિમાં ઉચાર્યું,
અરે સખી આયુષ વ્યર્થ ગાળ્યું. ૧૩

---

૧ કોળીયા. ૨ જેનો પતી વશ્યછે તેવી સ્ત્રી. ૩ આંખો. ૪ કળાથી. ૫ આલીંગન.

### વસંતતિલકા છંદ.

કામાંધ યૌવન ભરેલ પુરૂષ સર્વે,
નારિ નવોઢ લઈ કેળિ કરે સગર્વે;
[1]જાગર્ણ ઘૂર્ણ કુચ અંકિત સ્વેદ વાળી,
[2]પ્રત્યૂષમાં વિચરતી અવરેખ બાળી. ૧૪

"ઉત્પ્રેક્ષા"

નારી અપાર કુચ કંચુકિ તંગ ધારે,
રંગેલ સાડિ ધરતી શિર પૂર્ણ પ્યારે;
ગુંથે સુગંધિ કુસુમો લઈ વેણિ માથે,
શૃગારતી શિશિરને સજની જણાયે. ૧૫

### સવૈયા.

દીવસ સ્વલ્પ નિશી થઇ દીરઘ, ભેક પપીહ સહૂ ધ્વનિ છોડે;
[3]માધવિ માન તજી ઉરનું, મકરંદ તણાં શુભ [4]ભાજન ફોડે;
મીન ઘણા મુરઝાય જળે, થઈ ખીન્ન મરાલ વિલાસ વછોડે;
તાડતિ આયુષ દોરિ વિયોગિની, શીત સંયોગિતણાં સુખ જોડે. ૧૬

### મનહર છંદ. "સુધાપન્હુતી"

કંપેછે અધીક રતી ભયથી શરીરે આપ,
મુખથી કરે મહાન સિસકારા કામની;
વારે વારે દબાવતી દંતથકી દંત નિજ,
આવતી [5]ચક્ષુએથી જળ બીંદુ સુખ ધામની;
[6]વપુ થયું પીત હડી આવી રોમ આવળીયો,
કંજ પેઠે કુમળાતી વીતાવેછે જામની;
લેછે શિળા સ્વાસ થાતાં નાથથી પ્રથમ સંગ,
શિશિર નહિં આતો સપોવના છે શ્યામની. ૧૭

### વંશસ્થ છંદ.

પયોધરો [7]પીંન્જર રાગ પીત છે,

---

૧ ઉજાગરાથી ગીરફતાર. ૨ પ્રાતઃકાળમાં. ૩ એક જાતની વેલી. ૪ પાત્ર ૫ ચક્ષુથી. ૬ શરીર. ૭ હરતાળનો રંગ.

સયોવના સેવન યોગ્ય [1]ઉષ્ણ છે;
લગાવિ તેનાં કુચ સાથ છાતિયો,
કરે છ હાંસી શિતની વિલાસીયો. ૧૮

**ઉપજાતિ છંદ.**

સુગંધિ વાળો મન મૂદકારી,
ભરેલ જે [2]પંકજ પત્ર પ્યાલી;
[3]નિશી મુએ કેળિ ઉત્સાહ કાજે,
પીયે [4]સુરા નારિ અપાર આજે. ૧૯

**મનહર છંદ.**

પરદેશ ગયેલા પ્રવાસીઓ સ્વદેશ આવે,
ગૃહવાશી વિદેશ પ્રયાણને તજે સહુ;
નારીઓ અપાર પારાવાર મુદ પામી કરી,
કામ ઉદ્દીપન કારી સાધનો સજે સહુ;
જ્ઞાની જન જ્ઞાન અને ધ્યાની નિજ ધ્યાન રાખી,
માનીનીઓ માન અકળાઇને તજે સહુ;
નાખી ગળે હાથ નિજ નાથ સાથ સેજ ચડી.
શિશીરની રાતે રતિ નાથને ભજે સહુ. ૨૦

**સવૈયા. "સુરતાંત"**

આસવ ચેન ગયું ઉતરી, વિગલીત થયા કચ ભાર જણાયે;
ગાઢ ઉરોજ નમ્યાં બની અંકિત, દંત ક્ષતો અધરે નહિ માંયે;
પ્રત્યુષમાં રતિ આલય ત્યાગતિ, વસ્ત્ર સંકોચતિ ઢાંકતિ કાયે;
નાથનિ સાથ રમેલ રતી, બહુ ભામનિ ગાત્ર વિલોકતિ ધાયે. ૨૧

**ઉપજાતિ છંદ. "મધ્યાસુરતાંત"**

ગુરૂ [5]નિતંબી તન ચારૂ વામા,
- [6]કૃશોદરી દીર્ઘ કચી [7]સકામા;
સમેટતી ભૂજથિ વેણિ ભાર,
તજે ત્વરાથી રતિનું અગાર. ૨૨

---

૧ ગરમ. ૨ કમળ પત્રની પ્યાલી. ૩ સાયંકાળે. ૪ દારૂ. ૫ મોટા નીતંબવાળી. ૬ કૃશ ઉદરવાળી. ૭ કામદેવવાળી.

### માલિની છંદ. "પ્રૌઢા"

કનક કમળ જાણે, તુર્ત કાઢેલ ધોઈ,
અરૂણ દિરઘ એવાં, નેત્રથી વક્ર જોઈ;
ઉભય ધવલ રકંધો, ઢાંકતી દીર્ઘ કેશે,
વિચરતી રતિ અંતે, નારિયો શુભ વેશે. ૨૩

### ઉપજાતિ છંદ.

નિતંબના ભાર થકી દુઃખાતી,
કટી પ્રદેશે અતિ વક્ર થાતી;
ઉરોજ ભારે ઉર એહ ધારી,
તજે રતી વાસ અપાર નારી. ૨૪

### માલિની છંદ. "મુગ્ધા"

[1]સુરદ અવળિ દાબી, સીસકારા કરીને,
[2]જઘન જઘન જોડે, હસ્ત કૂચે ધરીને;
વસન રતિ સમેનાં, ત્યાગતિ કેક નારી,
દુકુળ દિવસ કેરાં, પેરતી હર્ષ ધારી. ૨૫

### વસંતતિલકા છંદ. "મુગ્ધાસુરતાત"

છેદાયલા નખવડે સ્તન અગ્ર ભાગ,
ભેદાયલા રદ થકી અધરો અથાહ;
વીલોકતિ સ્પરશતી કર વાર વાર,
ત્યાગે રતી ભુવન આજ અપાર નાર. ૨૬

### માલિની છંદ.

અભિનવ ઉપભોગે, અંગ અંગે ભરેલો,
સુ રસ જનક ઇક્ષૂ, સ્વાદથી ઉભરેલો;
મદન મદ પ્રવાહી, દંપતીનો વિધાતા,
શિશિર પતિ વિના મે, વીતવ્યો કષ્ટ દાતા. ૨૭

### ઇતિ શિશીર.

---

૧ સારા દાંત. ૨ સાથળથી સાથળ જોડે.

## વસંત વર્ણન.

### શાર્દુલવિક્રિડીત છંદ.

એચિંતી કરી ઉઠિ શોર અધિકા, આલી ચકોરો તણી;
ગાઢા શોર કરી શિખી ગણ ઘણા, બોલ્યા વિપીનો ભણી;
કૂકી ઉઠિ કજાત કોકિલ અલી, ગુંજારવો આ સમે;
ધારી ધીર શકાય કેમ મુજથી, વાલી વસંતા ગમે. ૧

### ઉપજાતિ છંદ. "અમેદ સમરૂપક"

[૧]દ્વિરેફ માલા ધનુ હાથ ધારે,
[૨]ચ્યુતાં કુરોતી ક્ષણ તીર મારે;
વિયોગિનો વેધક કષ્ટ લાવ્યો,
વસંત યોદ્ધો સખિ આજ આવ્યો. ૨

### મનહર છંદ.

ફુલતા રસાલ નવ પલ્લવ વિશાલ વનો,
જુહીને પલાસ મલ્લિકા વિકાશતીઘણી;
[૩]કુજતાં વિહંગ પીક કોકિલા દીએ કસંગ,
ગુંજંતા મલીંદ બહુ વન[૪]વીથીઓ ભણી;
શીતમંદ સુગંધી સમીર ચાલે ચારે કોર,
ઉપડ્યો અનંગ મુની જનાના મનોહણી;
વીપત્તી વધારણી વસંત આવી તોય સખી,!
ખબર ન આવી મમ પ્રાણવલ્લભ તણી. ૩

### દ્રુતવિલંબીત છંદ. "સુધાપન્હુતી"

નવિન [૫]રાગ નથી વધરાગ છે,
સુમન પુંજન દાહક આગ છે;
પતિ વિના ગૃહ અંતક [૬]પંથ છે,
નથિ વસંત સખી તન અંત છે.

---

૧ ભ્રમરાઓની હાર. ૨ આંબાના અંકુરો. ૩ બોલતાં. ૪ વનની ગલીયો. ૫ ગાવાનો રાગ. ૬ કાળનો રસ્તો.

**વંશસ્થ છંદ.**

[1]સપૂષ્પપત્રી [2]સસલીલ પદ્મ છે,
સ્રિયો [3]સકામા પવનો સુગંધિ છે;
સુખીપ્રદોષો દિન રમ્ય દીસતા,
વસંતમાં સર્વ સ્થલે વિશેષતા. ૫

**ઉપજાતિ છંદ. "રૂપક"**

[4]વાપી જલોને મણિ [5]મેખલાને,
[6]શશાંકભાને પ્રમદા [7]પ્રભાને,
પુષ્પે નમેલાં સ્મુત વૃક્ષ આલી,
શોભાવતો આજ વસંત માલી. ૬

**મનહર છંદ.**

આદલી સ્વરૂપને બયાર બળ વાપરે છે,
ઘટી ગઈ રાત રૂતુ શિશીર હિમંતની;
કુસુમ વિકાસ્યાં સખી મોરીયાં રસાલ વૃક્ષ,
વિલાસમાં વધુંધાણી મતી મોટા સંતની;
કામની દુહાઈ ફરી જીતનાં નગારાં કરી,
આવવાને લાગી યાદી ક્ષણ ક્ષણે કાન્તની;
શિશીરની રજનીયે શિથીળ કરતી દેહ,
પ્રાણ લેશે રાત હવે દુઃખદ વસંતની. ૭

**વંશસ્થ છંદ.**

કુસૂમના રંગ થકી રંગેલ જે,
દિપાવતાં નારિ નિતંબ વસ્ત્ર તે;
વિલાસિનીના સ્તન ભાગને સદા,
દિપાવતી ચોળિ નવીન સર્વદા. ૮

**ઉપજાતિ છંદ.**

કર્ણો દિપાવે [8]કણિકા સરાગ,

---

૧ પૂષ્પવાળાં વૃક્ષ. ૨ પાણીવાળાં કમળ. ૩ કામદેવવાળી સ્ત્રીયો. ૪ વાવના જળોને. ૫ મણિવાળી કટિમેખળાને. ૬ ચંદ્રની કાન્તિને. ૭ સ્રિયોની શોભાને. ૮ કાનમાં પેરવાનું રંગદાર પુષ્પ ભુષણ.

પુષ્પો દિપાવે ઘનકેશ ભાગ;
ફુલેલ પૂષ્પો નવ માલતીનાં,
વપૂ દિપાવે બહુ યૂવતીનાં. ૯

મનહર છંદ.

વીપીન અનળ જેવું દીસતું પલાસ પુષ્પે,
વસુધા છવાણી જો ગુલાબ ગુલ લાલાથી;
આવ્યો એવી શીર કુસુમાયુદ્ધ કુસુમ શરો,
માને ન જરાય કરે કષ્ટિત કસાલાથી;
કોયલીની કુકથી અચુક અકળાય પ્રાણ,
સાંભળીને શોર હું મુઝાઉં અલી માળાથી;
દુર પ્રાણપતી સખી કોને આ વિપત્તી કહું,
પ્રજ્ળુંછું વિશેષ આ વસંત વજ્રવાળાથી. ૧૦

ઉપજાતિ છંદ.

સ્તનો તણા સ્પર્શ કરે સુ માલ,
સ્પ્રશે ભુજોને વલયો વિશાલ;
વસંતમાં સ્પર્શંતિ નીત્ય [1]જાલ,
નિતંબિનીના કટિ ભાગ હાલ. ૧૧

વંશસ્થ છંદ.

[2]સપત્ર લેખા સુવિલાસિની તણી,
મુખાબ્જ જે હાટક કાન્તિને હણી;
ઉરોજ જે મૌક્તિક સંગમાંય છે,
સખી હવે સ્વેદથિ તે ભિંજાય છે. ૧૨

સવૈયા.

નિત્ય વાટ વિલોકિ ઉચાટ વધે, મધુનાદ ડસે અધિકા શરથી;
વર શીતળ મંદ સુગંધી સમીર, વધારણ વીષ અતી [3]ગરથી;
વપુ સૂકક થયું સખિ તે દિનથી, કરિ એકલિ જે દિ ગયા ઘરથી,
રતુ કાન્ત વસંત વિના મમ કાન્ત, કરે તન અંત અનાદરથી.૧૩

---

૧ કટિમેખલા. ૨ ગાલ ઉપર કરેલું કસ્તુરીનું ચીત્ર. ૩ ઝેરથી.

**મનહર છંદ.**

વિયોગીનો વેધક રોળાઈ પુષ્પરસ માંહી,
દક્ષિણ દીશાથી આવી, લાગેછે શરીરમાં;
મંદ મંદ ચાલથી મરાલનું ઉતારે માન,
રાખતો પવીત્ર વપુ ન્હાઈ ગંગ નીરમાં;
સુખદાતા દંપતીનો કૃષ્ણ કામ સંપતીનો,
નવોઢા નારીની પેઠે કરે ગતી ધીરમાં;
સાંજને સવાર સખી પતિ વિના વાર વાર,
શેકાઉંછું હુંતો આ વસંતના સમીરમાં. ૧૪

**ઉપજાતિ છંદ.**

પતીનિ સાથે વસનાર પ્યારી,
પળે પળે ઉત્સુક થાય ભારી;
તમામ અંગે વધતો અનંગ,
જણાય તેથી તન વસ્ત્ર તંગ. ૧૫

**વંશસ્થ છંદ. "સાત્વિકભાવ"**

શરીર [1]પાંડુ મદ આળસે ભરે,
ફરી ફરી [2]જંભણ નીત્ય આદરે;
રસોનિ [3]ગોષ્ટી રૂપ વૃદ્ધી બૈ કરે,
અનંગ આજે ફરતો સ્ત્રિયો પરે. ૧૬

**મનહર છંદ. "રૂપક"**

પત્રરૂપી પરવાના પ્રથમથી પાડ્યા છે,
તરૂઓની છાયારૂપી તંબુઓ તણાવે છે;
મોર છડીદાર તણા શોર ચારે કોર થાય,
કુકી કુકી કોકિલાઓ આવવું જણાવે છે;
મલીંદ મુખરી રૂપી સુણીને નગારાં ધ્વની,
પવન ફરાસ પુષ્પ સેજને બીછાવે છે;
પક્ષીરૂપી આરબોની લેરખો અવાજ કરે,

---

૧ પીળુ. ૨ બગાસાં. ૩ વાત.

બની બાદશાહ રતુ રાજ આજ આવેછે. ૧૭

વસંતતિલકા છંદ. "ઉલ્લેખ"

પુષ્પાસવે [1]અરૂણ ચંચલ નેત્ર માંયે,
ગંડસ્થલેપિત કઠીણ સ્તને જણાયે;
કેડે વળેલ જઘને અતિ પીનતારે,
સ્ત્રીને શરીર બહુ રૂપ અનંગ ધારે. ૧૮

ઉપજાતિ છંદ.

અંગો કરે વીભ્રમ આળસેથી,
વાક્યો કરે ભંગ મધૂ મદેથી;
નેત્રો કરે વક્ર ભ્રુથી સ્ત્રિયોનાં,
લૂંટે સુખો કામ વિલાસિયોનાં ૧૯

સવૈયા.

મદમાતિ રસાલતરૂ ઉપરે, ધરિ આનંદ ઉર બિરાજી રહી;
પગદાઝતિ દેખતિનાં દિલમાં, શિર દાઝતિ દેખવું સાજી રહી;
પરપીડકની પદવી ધરતાં, બનિ શ્યામ તથાપિ નિવાજી રહી;
નહિં રેમ જરાય ધરે સજની, ઉર ક્રૂરનિ કોયલિ ગાજી રહી. ૨૦

વસંતતિલકા છંદ.

કામે વધૂ ભરિત આસવ મસ્ત નારી,
વાલી વસંત સમયે કરતી તયારી;
કસ્તુરિ મીશ્ર લઈ ચંદન રક્ત પીત,
લેપે ઉરોજ ઘનને ધરિ હર્ષ ચીત. ૨૧

ઉપજાતિ છંદ.

વામા ઘણી આજ વસંત કાળે,
દુકુલ જાડાં તનથી ઉતારે;
[2]કાળા ગુરૂથી ધુપિ સાડી ચોળિ,
લાક્ષારસે ધારતિ અંગ બોળી. ૨૨

---

૧ આરક્ત. ૨ કાળા અગરથી.

**વસંતતિલકા છંદ.**

[1]કોકીલ મસ્ત બનિ [2]ચૂતરસાસવેથી,
ચૂમે સખી પ્રિય તણાં અધરો પ્રીતેથી;
અંબુજનો કરિ કરી [3]સિલિમૂખ સ્પર્શ,
વાતો કરે પ્રિયનિ પાસ જઈ સહર્ષ. ૨૩

**સવૈયા.**

કેતકિ કોણ પ્રકાશ કરે સખિ, કોણ ચુતાવળિ નીલિ બનાવતું;
કોણ કરાવતું કોયલને કલ, કોણ દશે દિશિ ધૂળ ઉડાડતું;
પંકજ કોણ ખિલાવિ રહ્યું, વળિ કોણ ત્રિયા તન કામ ઉપાવતું;
હાય તલાસ કરે નહિં કોણ, [4]પલાસ તણે વન આગ લગાવતું. ૨૪

**ઉપજાતિ છંદ.**

રાતાં નવાં પલ્લવથી નમેલાં,
મોરો તણાં ગુચ્છ થકી ઝુમેલાં;
એ આમ્રવૃક્ષો પવને હાલે જ્યાં,
વિયોગિનાં ઉર સખી ચલે ત્યાં. ૨૫
છે મૂળથી [5]વીદ્રુમ તુલ્ય રાતાં
બો પત્ર વાળાં કુસુમે ભરતાં;
[6]તે આ રૂતુમાં વિરહી જનોને,
અશોક છે [7]શોક પ્રદામનોને. ૨૬

**વસંતતિલકા છંદ.**

માતા દ્વિરેફ ચુમતા પડિ પુષ્પ માંયે
વાયુ થકી નવિન પત્ર ચળીત થાયે;
એ માધવી નિરખતાં દુઃખિ થાઉં ભારી,
પ્યારા વિના પ્રિય સખી હું વસંત હારી. ૨૭

**સવૈયા.**

આવિ વસંત તથાપિ સખી, ન વળ્યા મમકાન્ત મળ્યા ન સંદેશે;
નારિનિ સંગ રમે રસથી. પથિકો નિજ દેશ ન કોય વિદેશે;

---

૧ કોકીલ પક્ષીનો નર. ૨ આંબાના રસરૂપી દારૂથી. ૩ ભ્રમર.
૪ ખાખરા. ૫ પરવાળાં. ૬ અશોક વ્રક્ષ. ૭ શોક આપનાર.

બેઠિ રહું ઘર ભીતર હું, લમણે કર ધારિ અપાર અંદેશે;
રાગ હિંડોલ સુણી હલતું ઉર, ચાલતિ વારિનિ ધાર વિશેષે. ૨૮

### ઉપજાતિ છંદ.

કુરુબકોનાં[1] નવ વૃક્ષ પ્યારી,
કાન્તા તણા આસ્યનિ કાન્તી હારી;
વિયોગિનાં અંગ અનંગ બાણે,
વિલોકતાં થાય વ્યથીત ભારે. ૨૯

### વંશસ્થ છંદ "ઉપમા"

અધૂમ્ર અગ્ની સમ વાયુથી ચળે,
કુસૂમ ભારે નમતાં પળે પળે;
છવાઇ [2]કિંસૂક તરૂ થકી અતી,
નવોઢ નારી સમ આવસૂમતી. ૩૦

### સવૈયા.

કીરસુક સૂક[3] તણાં મુખ સાદ્રશ કેમ વિલોકિ ઉરોજન ફાટે;
પુષ્પ કરેણ તણાં નિરખી સખિ, કેમ બળે નહિં ઉર ઉચાટે;
કોકિલને કલ કાં ન મરૂ, વસતા મમનાથ વિદેશનિ વાટે;
માધવિ વેલિ પડી નજરે નિત્ય, દૂઃખ થકી મુજ અંતર દાટે. ૩૧

### દ્રુતવિલંબીત છંદ.

મધુર ભાષિણ[4] કોકિલના નરો,
મુખરિ કારક[5] ચારૂ મધુકરો;
પતિ વિના વસતી યુવતી તણાં,
શિદ ન વ્યાકુલ દીલ કરે ઘણાં. ૩૨

### વસંતતિલકા છંદ.

ઝુકાવતો ચ્યુત તરૂ વહિવાર વારે,
વિસ્તારતો અધિક કોકિલ નાદ પ્યારે;
ધીરેથિ ચાલિ જઇ પાસ વિયોગિનારે,
ભેદે ઉરો ત્વરિત બનિ બયાર આરે ૩૩

---

૧ રાતો કોરેટો. ૨ કેસુડાનાં ઝાડ. ૩ પોપટ. ૪ મધુર બોલનાર.
૫ શબ્દ કરનાર.

**ઉપજાતિ છંદ**

નવોઢનાં હાસ્ય સમાન કુંદે,
[1]વસંતકીકેતકિ પુષ્પ વૃંદે;
છવાયલા બાગ જણાય જે આ,
વિયોગિના વેધક બેન-તે આ. ૩૪

**માલિની છંદ.**

શર સમ શુભ વાયુ, શીત સૂગંધિ મંદ,
મુખરિ કરિ કરીને, દીલ ડોળે મલીંદ;
સરસ સુમન સૈયા, ભેદતી કાય ભારી,
પતિ વિણ રૂતુ રાજે, હાય હું સુખ હારી. ૩૫

**વસંતતિલકા છંદ.**

ઝુકી રહી કનક કાંચિ નિતંબ માથે,
હારો વિહાર કરતા કુચપીન સાથે;
[2]કંદર્પદર્પ થકિ આલસ આણિ અંગે,
પુષ્પો તણા હરતિ ચીત સ્ત્રિયો ઉમંગે. ૩૬

**મનહર છંદ "રૂપક"**

[3]કુલીત કમંડળ કમળ કળિઓનું કરે,
કીંસુકકુસમ તણાં અંબરે સુહાવ્યો છે;
સાલીમુખ શ્રેણી[4] રૂપીછે વિશાલ જપ માળ;
આમ્રમોર જટા ધારી મારે મન ભાવ્યો છે;
સાય શિષ્ય ગીત કીર [5]કોકિલા કપોત [6]મળી,
[7]વેલી શેલી ધારીને ઉમંગ ભર્યો આવ્યો છે;
આવ્યો મોકલેલો મારા કન્તનો વસંત સંત,
પુછ પૂછ પ્યારી સમાચાર કેવા લાવ્યો છે. ૩૭

**વંશસ્થ છંદ.**

છવાયલા પુષ્પથિ શ્રૃંગ બાગ છે,

---

૧ એક જાતની વેલી. ૨ કામથી ઉત્પન્ન થયલો મદ. ૩ સુશોભિત. ૪ પંગતી. ૫ પોપટ. ૬ હોલો. ૭ યોગીઓને ગળામાં નાખવાનું યોગ ચિન (કાળો દોરો).

પિકે કર્યાં નાદિત જે અથાહ છે;
લતા થકી છાદિત છે શિલા તલ,
ગિરી વિલોકી બહુ થાઉં વ્યાકુલ. ૩૮

વસંતતિલકા છંદ "પ્રોષિત નાયક"

કાન્તા તણા વિરહિ પાંથિ અપાર પ્યારી,
જોઇ રસાલ કુસુમો દુખિ થાય ભારી;
મીચે બધે નયન શોક બહૂ કરે છે,
નીચોવિ [1]ઘ્રાંણ ફરિ આતુર થૈ રડે છે. ૩૯

મનહર છંદ "રૂપક"

કોકિલાના ગાન રૂપી બાંસુરી બજાવે મુખ,
પુષ્પ જાલ રૂપી વન માળા ગળે ધારતો;
પરાગના પુંજ રૂપી પીત પટો પ્રીતે ધરે,
આમ્ર મંજરીયો રૂપી [2]કીરીટ સમારતો;
અલીઓની આલી રૂપી છુટી અલકાવળી છે,
સાથ રતીનાથ [3]દુત ઘડી ન વિસારતો;
આવ્યો આ વસંત રમાકાન્ત તણું ધારી રૂપ,
લાજતો ન લેશ ઉરે વિયોગીને મારતો. ૪૦

માલિની છંદ. "રૂપક"

સમદ મધુકરોને, કોકિલાના સ્વરોનાં,
વિકટ વિશિખ[4] ધારી, કર્ણિકા[5] પલ્લવોનાં;
ધનુષ નવ લતાનાં, ખેંચિને વાર વારે,
અરરર વિરહીને, આજ વાસંતિ મારે. ૪૧

વંશસ્થ છંદ.

જળે કરી શીતળ હર્મ્યપૃષ્ટને,
સ્ત્રિયો બણી ઓપતિ નીજ ઓષ્ટને;
કુસુમથી મસ્તકને શૃંગારતી,

---

૧ નાક. ૨ મુકુટ. ૩ સ્ત્રિ પુરૂષનો સંદેસો લઇ જનાર કાશદ. ૪ બાણ.
૫ કરેણ.

સુગંધિ [1]દામો સ્તન પીન ધારતી. ૪૨

**ધનાક્ષરી છંદ. "રૂપક"**

લલીત લતાનાં નવ પલ્લવ પતાકા સાથ,
કોકીલના નાદ રૂપી ધોરે બજતાં નિશાન;
ઠામ ઠામ મોર સોલીમુખ દોડા દોડ કરી,
નકીબ પોકારતા હરતા મનનિનાં માન;
[2]સુમનનાં સૈન્ય મેનનાયક છે આગેવાન,
શીત મંદ સુગંધિ સમીરનાં ચલાવે બાણ;
સાજતો સમાજ બાઇ અવલોકીને અનાથ,
લેશે રૂતુ રાજ માહારાજ આજ મારા પ્રાણ. ૪૩

**માલીની છંદ. "પ્રોષિત નાયક"**

[3]રૂચિર કનક જેવાં, પુષ્પ ભારે ભરેલાં,
ચળિતપવન જોરે, મંજરીથી નમેલાં;
વિરહિ પથિકની જ્યાં, આમ્રમાં દ્રષ્ટિ જાયે,
મદનશર અહાહા, બોલિ મુર્છિત થાયે. ૪૪

**ઉપજાતિ છંદ.**

કોકીલ નાદે હરિ નારિ વાણિ,
કુંદે હરી દાંતનિ કાન્તી જાણી;
વિદ્રૂમશા પલ્લવ આ [4]મહન્તે,
હસ્તાબ્જની કાન્તિ હરે વસંતે ૪૫

**મનહર છંદ.**

કહે કાળી કોયલને કુકવા લાગીછે કેમ,
મુજશી ગરીબણીના ગાત્ર ગાળી નાખશે;
મંદ મંદ મારૂત સુગંધ સરસાવી સખી,
જવાળાને જગાડીને જરૂર જાળી નાખશે;
બાગમાં બગીચામાં વિશેષ વેલીઓ વિકાશી,
અધીરી બનાવી મારી ધીર ટાળી નાખશે, . .

૧ માળાઓ. ૨ પુષ્પ. ૩ ખુબ સુરત. ૪ મોટી (સંબોધન સખી પ્રતી.)

તજીને બેઠીછું હવે તન બચવાની આશ,
આખર કદંબનિ આડાળો મારી નાખશે. ૪૬

**મનહર છંદ: "સ્વભાવોક્તી"**

કનક કમળ જેવાં, પાંડુને ગૌર આસ્યે,
ઉરજ કઠીણ પીને, કુંદના તુલ્ય હાસ્યે;
[1]મનસિજ ભર નેત્રે, વક્ર જોઇ કવચીત,
યુવતિ જન વસંતે, ખેંચતિ પૂર્ણ ચિત. ૪૭

**વંશસ્થ છંદ. "લુપ્તોપમા"**

મધુ સુગંધી ભર આસ્ય પંકજે
રાતાં જરા લોધ્ર સમાન અબકે;
કુરૂબકો પલ્લવ તુલ્ય કેશથી,
હરે મનો માનનીયો સુવેશથી. ૪૮

**મનહર છંદ.**

થાકી ગયાં નયન વિલોકી પતી વાટ વાલી,
આંસુઓને સાટે આંખે અગન વરસતી;
દીવસો ગણી ગણી ગણીત ગડબડ થયું,
વીયોગનિ લાય વધી વિશેષ હરખતી;
મદનના શરથી મહાન ઉપજેલી વ્યથા,
તનને તજીને હવે અંતર પરચતી;
પથ્થર સમાન છે કઠણ મારી છાતી બેન,
ફાટતી ન તેથી મુળ રૂપથી દરશતી. ૪૯

**ઉપજાતિ છંદ.**

સુગંધિને શીતળ [2]મારૂતોથી,
કોકીલના કર્ણ પ્રિયે સ્વરોથી;
કંપે ઉરોજો સ્ત્રિ મન સ્ત્રિનીનાં;
તો શું રહે સ્થીર વિયોગિણીનાં ૫૦

---

૧ કામદેવ. ૨ પવનોથી.

## વસંતતિલકા છંદ.

ચારૂ પ્રદોષ શશિ નિર્મળ કીર્ણવાળો,
કોકીલ નાદ [1]સુરભીમય વાયુ સારો;
માતા થયેલ ભ્રમરો ગણૂના વિચાર,
એથી વધે સખિ અનંગ હજાર વાર. ૫૧

## મનહર છંદ. "સંદેહ"

ફુલેલા પલાસ જોઇ કરતા તલાસ મારો,
જોતાં આમ્રમંજરી રહેતા નહિં દુરતો;
વિકાશિલા જોઇ વનો મળવા આકુળ થતા,
સુણતા હિંડોલ રાગ બનતા આતુરતો;
કોકિલ ભ્રમર ગાન કાન પડતા જો કદી,
વિદેશમાં વસતા ન કરી ઉર ફુરતો;
આજ કાલ્ય એ દેશમાં અન્ય રૂતુ હશે આલી;
હોત જો વસંત કાન્ત આવત જરૂરતો. ૫૨

## ઉપજાતિ છંદ.

શેવે દિને [2]પાદપ છાંય સર્વે,
શેવે નિશીમાં શશિભાસગર્વે;
સુવાનું રાખે શિત હર્મ્યપૃષ્ટ,
આલીંગતા પ્યારિ પતી સમસ્ત. ૫૩

## માલિની છંદ.

મલયપવનનાથી, દેહ જેણે ધરેલો,
પિકસિલિમુખ શબ્દ, અંગ અંગે ભરેલો;
કુસુંમ રસ પ્રવાહે. પૂર્ણ સુગંધ વંત,
અરથ પતિ વિના મેં, વીતવ્યો એ વસંત. ૫૪

ઇતિ વસંત.

---

૧ સુગંધી. ૨ ઝાડ.

## ગ્રીષ્મ વર્ણન.

### શાર્દુલ વિક્રિડીત છંદ.

જેમાં સૂર્ય તપાયમાન અધિકો, વાયૂ ઉના વાયછે;
જેમાં ચંદ્રકરો સદા સુખપ્રદા, રાત્રી મહીં થાયછે;
જેમ ઇશીતળ ચંદનાદિ ભરતી, અંગે ઘણી યૂવતી;
એવો ગ્રીષમ કાળ આજ સખિહે, આવ્યો ન આવ્યા પતી. ૧

### વસંતતિલકા છંદ.

ચંદ્ર ઉજ્વલતમની પ્રીય [1]સર્વરીયો,
યંત્રો જળે ભરિત શીત પ્રદામણીયો;
લેપો શિળા સુભગ ચંદન કેસરોના,
આ ગ્રીષ્મ માંહિ સખિ તાપ હરે નરોનાં. ૨

### વંશસ્થ છંદ.

સુગંધિવાળાં શિત હર્મ્ય પ્રજ્ઞને,
નવોઢનાં ગાઢ ઉરોજ આષ્ટને;
અનંગદા ગાયનની ઉપાશિયો,
મુદેયિ સેવે સહુકો વિલાશિયો. ૩

### મનહર છંદ. "વાસકસજ્જા"

ભરતી ગુલાબ [2]આબ તણા હર્ષ ધારી હોદ,
છોડતી છટાથી જળ જંત્રો તદબીરના;
નીરતણી નહેરોના ચાલતા પ્રવાહ કરે,
ખુલ્લ ખસત્રાટી[3]વાળાં બારણા સમીરનાં;
[4]સંદલી સેયાઓને બીછાવે [5]અરવીંદ થકી,
ઘસી [6]ઘનસાર રાખે શરદ ગંભીરના;
અત્તરે ભીંજાવતી તમામ અંગો અંગ આજ,
સુંદરીઓ શૃંગારતી મંદીર ઉશીરનાં.[7] ૪

---

[1] રાત્રીઓ. ૨ પાણી. ૩ વાળાની ત્રાટી. ૪ સુખડની સેયા.
૫ કમળ. ૬ કપુર. ૭ કાળી ખસ ખસના મુળોથી બનાવેલાં ઘર.

**વંશસ્થ છંદ.**

નિતંબ જે છાદિત વસ્ત્ર જાળથી,
સુગંધદાપીન ઉરોજ બાલથી;
સુગંધથી ધુપિત કેશ પાશથી,
સ્ત્રિયો પતી તાપ હરે વિલાસથી. ૫

**વસંતતિલકા છંદ.**

લાક્ષા રસે અધિક રંગિત જે થયાં છે,
નૂપૂર જેની મહિં નીત્ય વસી રહ્યાં છે;
એવાં રૂડાં ચરણથી બહુ નારિ ચાલી,
લેતી પુરૂષ મનને ક્ષણ માંહિં ઝાલી. ૬

**વંશસ્થ છંદ.**

પયોધરો ચંદન પંકથી ભર્યા,
ઉરે શિળાહાર કુસૂમનાં ધર્યાં;
[1]સજાલ જે પૂષ્ટ નિતંબ નારિના,
હરાય જોતાં મનડાં વિહારિનાં, ૭

**મનહર છંદ**

શીતળ મહેલ મહા શીતળ ચંદન પંક,
શીત ઘનસારથી લીંપીછે ભીંતો [2]ગહરી;
શીતળ સલીલે ભર્યા શીતળ વીમળ કુંડ,
રહી જળ જંત્ર દ્વારે શીત ધારા [3]છહરી;
શીતળ પલંગ ઓઢી શીતળ દુકુલ તન,
શીતળ સુગંધ મંદ મારૂતો [4]નીલહરી;
શીતળ આલીંગનો દીયે લીયેછે દંપતીઓ,
હવેતો વિલોકીરે જાયે છે હયું [5]હહરી. ૮

**ઉપજાતિ છંદ.**

શરીરથી સ્વેદ પ્રવાહ જાયે,

---

૧ કટિમેખળા યુકત. ૨ માટી. ૩ ફેલાઇ. ૪ સંચરે.
૫ હારી.

તેણે કરી આકુલ ખૂબ થાયે;
અપોવના ગાઢ ઉરોજ વાળી,
આછાં ધરે [1]વસ્ત્ર અપાર બાળી. ૯
વારી ભર્યાં વ્યુંજન માર તેથી,
સુગંધવા [2]વૃક્ષજસે પનેથી;
ગુલાબ આ બે શુભતંત્રિ રાગે,
નિવારતો ધામ મનોજ લાગે. ૧૦
નિશા મહી સ્વચ્છ અગાશિ માથે,
સુખે સુતિ પ્યારિ પતીનિ સાથે;
વિલોકી તેનાં મુખડાં [3]સશંક,
ફિક્કો પડે પ્રત્યુષમાં [4]મયંક. ૧૧

**વંશસ્થ છંદ.**

અસહ્ય વાતે [5]સિકતા ઉડે સખી,
દિશાઓના ભાગ છવાયતે થકી;
અતી તપેલી ધરણી વિલોકતાં,
પ્રવાશિયો ઉર અપાર ચોંકતા. ૧૨
પ્રચંડ તાપે કરિ તૃપ્ત થઇ રહ્યાં,
તૃષાથકી [6]તાળવ [7]સુક્ર થઇ ગયાં;
વનાં તરે [8]તોયનિ આશ જોડતાં,
મૃગાંકના યુથ અપાર દોડતાં. ૧૩
શશાંકબા ભૂષિત રાત્રીની પડે,
વિલાસિની પ્રેમ કટાક્ષને હડે;
વિયોગિનાં અંતરને ન ચૂકતી,
અનંગની આગ અપાર ફુંકતી. ૧૪
રવી મયૂખે બહુ ધૂળમાં બળી,
નિચૂં કરે મૂખ [9]ફણી બળી બળી;

---

૧ પંખાના પવનથી. ૨ સ્તન. ૩ શંકાયુકત. ૪ ચંદ્ર. ૫ રેતી. ૬ તાળવાં. ૭ સુકાયેલ. ૮ પાણી. ૯ સર્પ.

નિદાઘથી[1] વીવ્હળ થૈ પળે પળે,
વિશ્રાંતિ લેતા વક્ષિ કેકિને તળે. ૧૫
ફુંકેલ અગ્નિ સમ સૂર્ય તાપથી,
બળેલ છે ચિત્ત વપુ સંતાપથી;
ઉભા શિખી આનન પક્ષ ધારતા,
નિચે પડેલા અહિને ન મારતા. ૧૬
તૃષા થકી પ્રાક્રમ હીન કેહરી,
વીલું કરી આનન હાંફતા ફરી;
ચળીત તૃષ્ણા ક્રમ ઉડતા અતી,
રહેલ પાસે ગજ મારતા નથી. ૧૭
સુકાયલા કંઠ વિના જળે ઘણા,
તપેલ જે પૂર્ણ રવી કરો તણાં;
વિના ભયે આતુર અંબુ આશથી,
પળાય કુંભી સખિ સીંહ પાસથી. ૧૮

## સવૈયા.

ધૂપ સુગંધિ ભર્યા [2]ખસઆલય, વારિ તણા નળ છૂટિ રહ્યા જ્યાં;
અતર ચંદન કેસર પંકથિ, ચર્ચિત પૂર્ણ [3]કપાટ કર્યા જ્યાં;
શીતળ મંદ સુગંધિ સમીર, [4]છુવે તનને મન મૂદ ભર્યા જ્યાં;
ગ્રીષ્મ ગણે નહીં દંપતિયો, રતિ કેળિ વિષે તદલીન થયાં જ્યાં; ૧૯

## મનહર છંદ. "પર્યસ્તા પન્હુતી"

[5]જીવનનો ત્રાસ કર જવાલાનો પ્રકાશ કર,
[6]ભોર થકી [7]ભાસકર ઉગે આશમાનમાં;
પડેછે અપાર ધુપ સુકતાં તળાવ કુપ.
આલય તપાવ્યાં જાણે અનળ મહાનમાં;
જીવ જંતુ પશુ પક્ષી પામતાં પરમ પીડા,
જુલમ જણાયે સખી સકળ જહાનમાં;

---

૧ ઉનાળો. ૨ વાળાનાં ઘર, ૩ કમાડ. ૪ અડે. ૫ પાંણી. ૬ સવાર. ૭ સુર્ય.

ગ્રીષમ ન હોયે આતો જાળવા જગત આજ,
ઉઘાડ્યું ત્રીલોચને લોચન રહી રાનમાં ૨૦

ઉપજાતિ છંદ.

રવી તણા તાપ તપેલ માથે,
વરાહ પૃથ્થો પરિવાર સાથે;
સુકાયલાં પંક વિહીન તાલ,
ખણી[1] જણાયે ધસતાં પતાલ. ૨૧
તિખાં રવી કીરણથી બળેલાં,
અપાર દાદૂર ભયે ભરેલાં;
કૂદે તજી કાદવ વાળું પાણી,
છુપે ફણીની ફણ છત્ર જાણી. ૨૨
તપે કરી સ્વેત શીરોમણી છે,
ચળીત જેની રસના ઘણી છે;
ફણી તૃષા તૂર અપાર એવાં,
અશક્ત છે દાદુર ગ્રાસિ લેવા. ૨૩
ઉખેડતા પંકજ પુંજ પ્યારે,
ધ્રૂજાવતાં મીન કુટુંબ મારે;
પૂલીનના સારસને ઉડાડે,
ગજો કરી કેળિ સરો બગાડે. ૨૪
ફિણે ભરેલાં ગુરૂ આનનો છે;
તૃષા થકી બ્યાકુલ ચૈ મનો છે;
અરૂણ જીભ્હા મુખ બાર જેની,
શોધે [2]મહીષીકુલ અંબુ એની. ૨૫
બળેલ છે અંકુર ધાસ કેરા,
ઉડે ઘણાં પલ્લવ વાત ભેળાં;
સુકાયલાં સર્વ જળાશયો છે,
બિહામણા ગ્રીષમમાં વનો છે. ૨૬

---

૧ ખોદી. ૨ ભેંસોનું ટોળું.

અપર્ણ જોઇ સખિ પત્રિ પુંજ,
ખાયે ખગો જંબુ કશેલ[1] કુંજ;
દુ:ખી થઇ ગોકુલ [2]શંબ ટોળાં,
ફરે અરણ્યે વિણ વારિ ભોળાં. ૨૭

### ઘનાક્ષરી છંદ.

પ્રચંડ પછાડી ભુજ ફુંકતો [3]સરોસ વાયુ,
તોડતો તમાલ તરૂ બની અનીખારો આજ,
પેખીને પ્રતાપ જેનો પરવસ પ્રાણ થાય,
જળે છે જગત આખું એક નથી આરો આજ;
છાવતો ગગન ધુળે ધાવતો ધરાને તળ,
તરૂઓ સુકાવતો વિયોગિયોનો [4]મારો આજ;
હવે કેમ રેવાશે અહાહા સખી એક ક્ષણ,
ચડી આવ્યો ગ્રીષમ [5]ગયંદ મતવારો આજ. ૨૮

### વંશસ્થ છંદ.

[6]કુસુંભને સીંદુર કાન્તિ ધારતો,
[7]અનીલથી રૂપ અતી વધારતો;
જળશયોનાં જળને ઉછાળતો,
જણાય છે વન્હિ જહાંન જાળતો. ૨૯

### માલિની છંદ.

પરિપુરણ ભરેલો, [8]પાટલોની પરાંગે,
સુરભિમય સદાયે, રાજતો તંત્રિરાગે;
સુખ પ્રદ જળ સ્નાને, દીપતી દેહ જેની,
ગ્રીષમ પતિ વિનામેં, વીતવ્યો વ્યર્થ બેની. ૩૦

ઇતિ ગ્રીષ્મ.

---

૧ વાંદરા. ૨ હરણની એક જાત. ૩ રોસ યુક્ત. ૪ મારનાર. ૫ હાથી. ૬ કસુબો. ૭ પવન. ૮ એક જાતનુ સફેદને લાલ રંગનુ ઝાડ.

## આ પુસ્તકને આગળથી આશ્રય આપનાર ગ્રહસ્થોના નામની ટીપ.

૨૦૦ રા. રા. નર્મદાશંકર લાધાભાઈ ન્યાયાધ્યક્ષ માંડવીબંદર કચ્છ.
૧૨૫ સમશેર બાહાદુર રાણાશ્રી સુરજમલજી લાખાભાઈ અંકેવાળીયા.
૫૦ સમશેર બાહાદુર રાઓળશ્રી હરીસીંહજી રૂપસીંહજી સીહોર.
૫૦ રા. રા, મગનલાલ હરીકૃષ્ણ દવે વઢવાણ સ્ટેટ.
૨૫ અસમત પનાહ ખુ. બાઈશ્રી જેડીબા વાંકાનેર.
૨૫ રા. રા. પોપટભાઈ ડુંગરસી સ્ટેટ એન્જીનીયર ,,
૨૦ રાવબાહાદુર ગણપતરાવ નારાયણરાવ લાડ સ્ટેટ કારભારી ,,
૨૦ સમશેર બાહાદુર રાણાશ્રી દોલતસીંહજી અંકેવાળીયા.
૧૫ દેશાઇ વનેચંદ રાજપાળ. મોરબી.
૧૫ રા. રા. પુરૂષોતમ કાનજી ગાંધી લીંબડી.
૧૦ જાડેજા શ્રી દીપસંગજી વીભાજી વાંકાનેર.
૧૦ રા. રા. દ્વારકાંદાસ નંદલાલ ન્યાયાધ્યક્ષ વાંકાનેર.
૧૦ રા. રા. ગોકળભાઈ બાપુજી દેશાઈ વહીવટદાર ,,
૧૦ રા. રા. બાપુભાઈ વી. દોલતરાય પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ ,,
૧૦ રા. રા. દેવશંકર ભાઇશંકર વહીવટદાર ,,
૧૦ રા. રા. મુનશી ઉમરદરાજખાન માહામુદીખાન ટપા ફોજદાર ,,
૧૦ કુમારશ્રી રતનસીંહજી ભગવતસીંહજી લીમડા.
૧૦ રા. રા. ઘેલાભાઈ જાદવજી મેનેજર લીમડા.
૧૦ કુમારશ્રી રાયસીંહજી મોડજી માળીયા.
૧૦ શા. ગોકળ ભાણજી કારભારી છત્રીયાણા.
૧૦ રા. રા. હરદેવભાઈ કારભારી અંકેવાળીયા.
૧૦ રા. રા. લાલચંદ નારણજી વકીલ લીંબડી.
૬ ગોહીલ શ્રી હરીસીંહજી જેસીંહજી લીમડા.
૬ લાયબ્રેરી વાંકાનેર.

| | |
|---|---|
| ૫ કુમારશ્રી સુરસીંહજી | ખીજડીયા. |
| ૫ કુમારશ્રી સીવસીંહજી | અંકેવાળીયા. |
| ૫ કુમારશ્રી ચંદ્રસીંહજી | ગેડી. |
| ૫ રા. રા. કપાસી ખેતસી | અંકેવાળીયા. |
| ૫ શા. મોર ભાઇચંદ | ,, |
| ૫ શા. વર્ધમાન જેઠાભાઈ મહેતાજી | ,, |
| ૫ સોની જેરામ | બલગામડું. |
| ૫ રા. રા. ચતુરભાઈ જીવાભાઇ | ખસ્તા. |
| ૫ રા. રા. ભાઇશંકર ઉદયરામ વહીવટદાર | ભથવા. |
| ૫ રા. રા. શંકરભાઇ મીઠાભાઇ વહીવટદાર | લુણસર. |
| ૫ રા. રા. કીરચંદ દામોદર ગાર્ડ મોરબી સ્ટેટ રેલવે | મોરબી. |
| ૫ રા. સ. વસનજી રાઘવજી રોહાવાળા બાઈશ્રી ના કામદાર | લીંબડી. |
| ૫ રા. રા. કરૂણાશંકર ગણેશજી કવીરાજ | ,, |
| ૩ ગોહીલશ્રી ભવાનીસીંહજી | લીમડા. |
| ૩ ગોહીલશ્રી ગોવીંદસીંહજી | ,, |
| ૩ કુમારશ્રી ગગુભા | ગુંદીયાળા. |
| ૨ બાઇશ્રી મુળીબાં. | પંચાસીઆ. |
| ૨ કુમારશ્રી જસવંતસીંહજી | લાઠી. |
| ૨ શેઠ હરખચંદ સુંદરજી | રાજકોટ શહેર. |
| ૨ રા. દામોદરરાય લક્ષ્મીરાય | ગઢાળી. |
| ૨ રા. ગોવીંદરાય જુગજીવન કામદાર | લીમડા. |
| ૨ રા. રામકૃષ્ણ હરજીવન કારકુન | ,, |
| ૨ રા. લાલજી જગજીવન મહેતાજી | ,, |
| ૨ રા. દુર્લભજી ઓઘડ પો. પટેલ | ,, |
| ૨ રા. કૃપાશંકર સુખરામ કારભારી | ,, |
| ૨ રા. ત્રીભોવનદાસ નાનજી ટપા કારકુન | સોનગઢ થાણા. |
| ૨ રા. બેહેચરલાલ જેશંકર ટ્રેઝરી કારકુન | વાંકાનેર. |
| ૨ રા. મુળજી ધર્મશી વકીલ | ,, |
| ૨ રા. કેશવજી દેવનંદ રાવળ વકીલ | ,, |
| ૨ રા. છગનલાલ બેહેચર પો. ઇન્સપેક્ટર | ,, |

| | | |
|---|---|---|
| ૨ | રા. રામજીભાઈ પોસ્ટ માસ્તર. | વાંકાનેર. |
| ૨ | રા. રા. કલ્યાણરાય અનંતરાય વહીવટદાર | ,, |
| ૨ | રા. દામોદર તુળશીભાઇ. | મુંબાઇ. |
| ૨ | રા. મહાંત શંભુગરજી રેવાગરજી | થાન. |
| ૨ | રા. નવલચંદ ડોસાભાઇ વકીલ | મોરબી. |
| ૨ | રા. ડુંગરજી જીવરાજ ઠકર | મેસીઆ. |
| ૧ | રા. નવલરામ. વી. દલપતરામ વહીવટી કારકુન | માટેલ. |
| ૧ | રા. ગોવીંદરામ ઈશ્વર | ,, |
| ૧ | રા. ધીરજરામ મયારામ | ,, |
| ૧ | રા. મુળજી દયારામ પો. પટેલ | પુવા. |
| ૧ | કુમારશ્રી ચંદ્રસીંહજી | ભોઈકા. |
| ૧ | કુમારશ્રી માલુભા દેવીસીંહજી | કોઠ. |
| ૧ | કુમારશ્રી સીવસીંહજી | માલવણ. |
| ૧ | કુમારશ્રી ભગવતસીંહજી | મેગણી. |
| ૧ | સવાઈલાલ વી. કરસનજી કંપાઉંડર | ધોળાનું સત. |
| ૧ | રામશંકર દયાશંકર પાંડેક સીંગ્લર | જાળીયા સ્ટેશન. |
| ૧ | મેતા. મુળશંકર હરજીવન | ભાવનગર. |
| ૧ | રા. બા. દામોદર તુળશીદાસ ભટ સી. એસ. આઈ. | મુંબાઇ. |
| ૧ | રા. જમનાધર અંબાધર ભટ સર્વેયર | વડોદરા. |
| ૧ | રા. રામચંદ્ર પાંડુરંગ સરવૈયર | ,, |
| ૧ | રા. દતાત્રય હરી ,, | ,, |
| ૧ | રા. મગનલાલ મહાશંકર દવે આ. માસ્તર વડોદરા સ. ગુ. નીશાળ નંબર ૫ | ,, |
| ૧ | રા. નેમચંદ લલુભાઇ હાજી | જલગામ. |
| ૧ | રા. દેવચંદ જેસંગથા. પો. પટેલ | સીધાવદર. |
| ૧ | રા. વલભરામ છગનલાલ પો. પટેલ | ભથવા. |
| ૧ | રા. અમીરમીયાં બદુબેગ પો. પટેલ. | પાંચદુવારકા. |
| ૧ | રા. માણેકલાલ વી. કાશીરામ વોરા. | અંજાર કચ્છ. |
| ૧ | રા. વાઘજી ભીમજી મેતા. | મોરબી. |
| ૧ | રા. રેવાશંકર જગજીવન વકીલ | ,, |

| | |
|---|---|
| ૧ રા. કાળીદાસ ડુંગરશી જોશી | મોરબી. |
| ૧ રા. છોટાલાલ રેવાશંકર અંજારીયા | ,, |
| ૧ રા. જાડેજા ભાવસંગજી | સાપર. |
| ૧ રા. સગરામજી ખોડાભાઇ વહીવટદાર | થાન. |
| ૧ રા. ગજાનન ગોપાળ ઓવરસીયર | મોરબી. |
| ૧ ખવાસ અજા કેશવજી | થાન. |
| ૧ રા. ઇશ્વરલાલ મેહેચર મેહેતાજી | થાન. |
| ૧ સંઘવી ચત્રભુજ વી. ફુલચંદ | ,, |
| ૧ રા. પુરૂષોતમ કકલ સોલંકી | બોટાદ. |
| ૧ રા. ગોવીંદલાલ ઉમેદરામ કારકુન | વાંકાનેર. |
| ૧ રા. દેવજી વી. વાઘજી કારકુન | ,, |
| ૧ રા. મોતીરામ હરજીવન કારકુન | ,, |
| ૧ રા. શીવહરરામ નરહરરામ જેલર | ,, |
| ૧ રા. રેવાશંકર જટાશંકર ફોજદાર | મેસરીઆ. |
| ૧ રા. ઠકર ભાણજી લવજી | મેસરીઆ. |
| ૧ રા. જેશંકર વીશ્વનાથ પો. પટેલ | મહીકા. |
| ૧ રા. ડાયાભાઇ રવજી કારકુન | મેસરીઆ. |
| ૧ રા. બાલાભાઇ મગનલાલ કારકુન | ,, |
| ૧ રા. ડાયા લાલજી મેતા | ,, |
| ૧ રા. અમરસી મુળચંદ કારકુન | ,, |
| ૧ રા. નારણજી ભવાનીશંકર સરવેયર. | ,, |
| ૧ રા. હરીવામન સરવેયર | ,, |
| ૧ રા. પ્રાગજી વી. સુરજી ઠકર | મુંબાઇ. |
| ૧ રા. તુળશીદાસ સુરજી ઠકર | મુંબાઇ. |
| ૧ રા. સવજી પ્રાગજી ઠકર | ,, |
| ૧ રા. લખમીદાસ સુંદરજી ઠકર | ,, |
| ૧ રા. કાદરદીન રેમતુલાં મીયાં | ,, |
| ૧ રા. નથુભાઇ નાનજી મેતા સ્કુલ માસ્તર | કંથારીયા. |
| ૧ રાણા રવાભાઇ રતનસંગ | ,, |
| ૧ રા. મહાશંકર ઓઘડજી દવે પો. પટેલ | ,, |

